# ઓપરેશન કોનું ?

અને

# બીજી વાર્તાઓ




: લેખક :

પ્રાણજીવન મહેતા



સોલ એજન્ટસ

ધી કોઠારી બુક ડીપો

મેડીકલ બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

પરેલ, મુંબઇ, ૧૨

મૂલ્ય : આઠ આના

પહેલી આવૃત્તિ
પ્રત : ૧૦૦૦
સને ૧૯૪૧ એપ્રિલ

●

બીજી આવૃત્તિ
પ્રત : ૨૦૦૦
સને ૧૯૪૧



(૧) વડોદરા શાળા પુસ્તકાલય માટે મંજૂર થયેલ છે.
(૨) નવાનગર સ્ટેટ શાળાઓ માટે મંજૂર થયેલ છે.
(૩) વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટ્સ એજન્સી તરફથી ઇનામ અને લાયબ્રેરીઓ માટે મંજૂર થયેલ છે.

: મુદ્રક :
કકલભાઈ કોઠારી
સુભાષ પ્રીન્ટરી
સલાપોસ ક્રોસ રોડ,
અમદાવાદ

# બે બોલ



આ પુસ્તક એટલું નાનું છે કે તેને પ્રસ્તાવનાની આવશ્યકતા ન હોય. પણ આ પુસ્તકને અંગે અનેક મિત્રોનો મારા પર ઉપકાર થયેલ છે, તે પ્રદર્શિત કરવાની મારી ફરજ છે.

નવલિકાનું ક્ષેત્ર શોભાવવા માટે કે નવલિકા લેખકોની પંક્તિમાં બેસવા માટે આ વાર્તાઓ લખાઇ નથી. એટલે તેમાં ભાષાની ઊણુપો હોય કે વાર્તા લેખનના નિયમો ન સચવાયા હોય તે સ્વભાવિક છે. આ વાર્તાઓ તો આજના યુગમાં અનુભવમાં આવતી કેટલીક ઘટનાઓનું સાદું સીધું આલેખન માત્ર છે. એ ઘટનાઓનું વર્ણન સાંભળતાં કોઈ મિત્રને તેમાં રસ પડયો અને તેણે એ લેખન સૂચવ્યું. વાર્તાઓ લખાઇ અને કેટલાક સામાયિકોના તંત્રીઓએ એને પોતાના પત્રોમાં છાપવાની કૃપા કરી. છપાયેલી વાર્તાઓ કેટલાક વાંચક મિત્રોને મનોરંજક લાગી અને કોઇ સાહિત્યરસિક મિત્રોએ એનો સંગ્રહ પ્રગટ કરવાનું સૂચન કર્યું. આમ આ અગીયાર વાતોનો સંગ્રહ આજે પુસ્તક રૂપે પ્રગટ થાય છે.

જે જે મિત્રોએ અને સ્નેહીઓએ મને આ વિષયમાં મદદ કરી છે તે સહુનો હું સહૃદય આભાર માનું છું.

**પ્રાણજીવન માણેકચંદ મહેતા**

# બીજી આવૃત્તિ



સાક્ષરી અને સામાન્ય જનતાને આ પુસ્તક રૂચિકર નીવડયું અને આટલા ટુંકા સમયમાં પહેલી આવૃત્તિ પૂરી થઇ ગઇ એ આનંદની વાત છે.

આ પુસ્તકને લઇને અમુક વિદ્વાનોના સંસર્ગમાં આવવાનું બન્યું તે અણધાર્યો લાભ મળ્યો.

વાર્તાસાહિત્યના અમુક અંગો તરફ વિશેષ લક્ષ અપાય તો વાર્તા વધુ દીપી નીકળે એમ ક્યાંક ક્યાંકથી સૂચના થઇ છે. ભવિષ્યમાં તે તરફ જરૂર લક્ષ રાખવા પ્રયત્ન કરીશ.

મિત્રો, સ્નેહીઓ, વિદ્વાનો, વિવેચકો અને વાંચક જનતા કે જેમણે સપ્રેમ સાથ આપી આ પ્રથમ આવૃત્તિ સફળ બનાનવામાં હિસ્સો પૂર્યો છે તે સહુનો આભાર માનું છું.

પ્રાણજીવન માણેકચંદ મહેતા

# પ્રસ્તાવના



પ્રારંભમાં જ કહી દઉં કે આ વાર્તાઓ સાહિત્યની દ્રષ્ટિએ લખાઇ નથી. નવલિકાનાં કલાતત્ત્વોને વળગી રહીને લેખકે આ વાર્તાઓ લખી નથી. એટલે એ કલાતત્ત્વોની દષ્ટિએ આ વાર્તા-સંગ્રહનો પરિચય કરાવવાનો મારો ઇરાદો નથી.

આ સંગ્રહના સંસ્કારપ્રિય લેખકને સાહિત્ય, સંગીત, આદિ લલિતકળાઓનો સ્વભાવસિદ્ધ રસ હોવા છતાં, તેમનું કાર્યક્ષેત્ર બીજું છે. પોતાના વ્યવસાયમાંથી બચતી પળોનો ઉપયોગ કરીને એમણે આ સંગ્રહ તૈયાર કર્યો છે. એ તૈયારી પાછળનું પ્રેરક બળ લોકૈષણા કે કલાક્ષેપની વૃત્તિ નથી. પણ પોતાના નિત્યના અનુભવમાં આવતી કેટલીક સામાજિક સમસ્યાઓ અને વિષમતાઓનું આલેખન કરીને લેખક તેને જનતા પાસે મૂકવા માગે છે. આમ પ્રત્યક્ષ અનુભવ-માંથી આ વાર્તાઓનું વકતવ્ય સ્ફુરતું હોવાને લીધે આ વાર્તાઓ, સ્વા-ભાવિક રીતે જ, વૈદ્યકીય જીવનના વર્તુલમાં રમી રહે છે; અને પ્રત્યક્ષ અનુભવની સાથે ઉંડી સહૃદયતાનો સૂર મળતાં વૈદ્યકીય જીવન આ વાર્તાઓની મર્યાદા મટીને વિશિષ્ટતા બની રહે છે.

લેખક આ વાર્તાઓ દ્વારા વૈદ્યકીય જીવનના પણ અનેક પાસાંનું આલેખન કરે છે. ગમે તેવો તો પણ ડૉકટર સમાજ રચનાનું ફળ છે. "જૈસા જુગ, વૈસા જોગી" આ ઉક્તિ માત્ર જોગીને જ નહિ, પણ સમાજના કોઈ પણ ક્ષેત્રમાં કામ કરનાર

વ્યક્તિ માત્રને લાગુ પડે છે. સમાજની બીજી વ્યક્તિઓની જેમ ડૉક્ટર પણ સમાજના ગુણોથી કે દોષોથી અલિપ્ત રહી શકતો નથી. વર્તમાન સમાજમાં મહત્તાનું મૂલ્ય માત્ર પૈસાથી મપાતું હોવાને લીધે ડૉક્ટરને પણ પૈસાની પાછળ દોડવું પડે છે. "આપાભાઈના એપેન્ડીકસ"ના ડૉક્ટરની માફક સાદા, સીધા, સરળ સ્વભાવની વ્યક્તિઓને સમાજમાં મહત્ત્વનું સ્થાન નથી. એવી વ્યક્તિઓએ કાં તો ઝુકતી દુનિયાને ઝુકાવવા તૈયાર થવું જોઈએ; અને કાં તો પોતે કરેલી સહૃદય સેવાનો જશ બીજાને આપીને પોતે તો "અથાણું પાપડ" સ્વીકારીનેજ સંતોષ માનવો જોઈએ. સમાજ જાતે જ્યાં સરળતાની કે સહૃદયતાની કદર કરવા માગતો ન હોય, સાધનસંપન્ન માણસો પણ જ્યાં ડૉ. ગાંધી કે ડૉ. મનહરલાલ જેવા પાસે મફતનું ચંદન ઘસાવવા માગતા હોય, પ્રતિષ્ઠાનું ભૂત જ્યાં વ્યક્તિ માત્રને અહોરાત્ર મુંઝવી રહ્યું હોય ત્યાં કેવળ સેવાભાવી ડૉક્ટર પણ વખત જતાં વ્યવહારૂ બની જાય તેમાં નવાઈ નથી.

આમ સામાજિક પરિસ્થિતિ એક તરફ સેવાભાવી ડૉક્ટરનું સેવાવ્રત છોડાવે છે તો બીજી તરફ રામી ડોશીના કલીયાને કે ધમલા ગાંડાને, માત્ર પૈસાના અભાવે, મૃત્યુની ખીણ તરફ ધકેલી રહે છે: ત્રીજી તરફ એજ સામાજિક પરિસ્થિતિ પુરૂષ પાપ કરે તો પણ સજા તો અસહાય સ્ત્રીને કરે છે અને ઓપરેશન ગણપતરામ પર થવું જોઈએ તેને બદલે પ્રભાવતી પર કરીને એક સામટી ત્રણ જીંદગીઓને ધૂળધાણી કરી નાખે છે. તો ચોથી તરફ એની એ સામાજીક પરિસ્થિતિ વ્યક્તિના વ્યક્તિત્ત્વ તરફ કેવળ દુર્લક્ષ કરીને પોતાની બુદ્ધિના ચમત્કારથી બીજાઓને આંજી દેવાની ધૂનમાં દર્દની સારવાર કરવા છતાં દર્દીને વિસારે પાડી દે છે. સ્ત્રીને અને શોષિતોને આમ સર્વત્ર મળતા અન્યાયનું આલેખન કરીને લેખક

આપણા વર્તમાન સમાજનું ચિત્ર ચીતરે છે, એ ચિત્ર જેટલું ભયંકર છે તેટલુંજ વાસ્તવિક છે. સમાજમાં પ્રેમનાં અને પ્રભુતાનાં સ્નેહનાં અને સૌન્દર્યનાં ગુલાબો પાથર્યાં હશે. પણ તેની સાથે સ્વાર્થના અને અન્યાયના આ કંટકો પણ પથરાયેલા છે. આપણા સમાજની અત્યારની રચનામાં ઊંડો ઊંડો પણ ક્યાંક એવો કશોક ફટકો રહ્યો છે કે તેને સુધારવા માટે આમૂલપરિવર્તન સિવાય બીજો ઉપાય નથી. અને સુધારવા મથતી વ્યક્તિઓને છૂંદાઈ જતી જોઈને, ઘડીક તો આ રોગિષ્ઠ સમાજ માટે **औषधं जाह्नवितोयं वैद्यो नारायणो हरिः** એજ એક ઉપાય છે એમ લાગે છે.

આ સંગ્રહમાંની અગીયારે વાર્તાઓમાં પશ્ચાદ્‌ભુ તરીકે વૈદ્યકીય જીવનને મૂકવામાં આવ્યું હોવા છતાં એમાં આલેખન તો એનાં જુદાં જુદાં પાસાંનું થયું છે. "નાહકનું વૈદુ"માં વૈદકનો અભ્યાસ કર્યા વિના પણ ગમે તે માણસ વૈદું કરવા બેસી જાય છે અને અન્તે પોતે હેરાન થઈને બીજાઓને કેવા હેરાન કરી નાખે છે તેનું આલેખન છે; તો "સાડી નવ્વાણું"માં વૈદ્યકનું અધકચરૂં જ્ઞાન કેવી મુશ્કેલીઓ ઉભી કરે છે તેનો ચિતાર છે. વૈદકનું જ્ઞાન મેળવ્યા પછી પણ નવાસવા ડોકટરનો પંથ સરળ થતો નથી. એક તરફથી "આપાભાઈનું એપેન્ડીક્સ" અને "બે શૂલારી'માં થાય છે તેમ જુના અને જામી ગયેલા ડોકટરો તેનું ગાડું ચીલે ચડવા દેતા નથી; તો બીજી તરફ "મફતની દવા" અને "અન્યાયનો ગ્રહયોગ"માં સ્પષ્ટ થાય છે તે પ્રમાણે તેને રીઢી બની ગયેલી વ્યવહારકુશળ વ્યક્તિઓનો શિકાર બનવું પડે છે. આમાંથી બચતો બચતો ડોકટર આગળ વધે છે અને સામાજિક દૃષ્ટિએ સફળ બને છે ત્યારે બાહ્ય પરિસ્થિતિ સામેનું તેનું સંઘર્ષણ શમી ગયું હોવા છતાં તેનું આન્તર સંઘર્ષણ–બુદ્ધિ અને હૃદય વચ્ચેનું સંઘર્ષણ–શમ્યું હોતું નથી. આ બુદ્ધિ અને હૃદ-

ચના ઉપયોગનું વિશ્લેષણ આપણને "સારવાર કોની"માં મળે છે.

આમ વૈદ્યકીય જીવનના અનેકવિધ પાસાંના આલેખનની સાથે એ જીવન બહારની પણ કેટલીક વિષમતાઓને આ વાર્તાઓ સ્પર્શ કરે છે. એનાં કેટલાંક પાત્રો આપણને નિત્યના પરિચયમાં આવતી અનેક વ્યક્તિઓનું સ્મરણ કરાવે છે. આ રીતે આ સંગ્રહ આપણા સમાજના એક અંગનું મર્યાદિત તો પણ રોમાંચક આલેખન કરે છે. અને નવલિકાનાં કલાતત્ત્વોને વળગી રહીને એ આલેખન ન થયું હોવા છતાં, એકંદર રસિક વાંચન પુરૂં પાડે છે.—ગુજરાત તેને સત્કારશે.

મનસુખલાલ ઝવેરી

# પરિચય



કોઇ પણ પ્રકારના સર્જનનો ઉદ્દેશ પરકલ્યાણનો અને તેમાંથી ઉદ્ભવતા આત્મસંતોષનો હોય તો આ વાર્તાઓનું સર્જન તેવો ઉદ્દેશ જરૂર પાર પાડે છે. ટુંકી વાર્તાઓનું લેખન આદર્શવાદી હોય કે વાસ્તવદર્શી હોય તેવી કોઇ ચર્ચામાં પડવાનું આ વાર્તાના લેખક મુનાસિબ ધારતા નથી. વાર્તા લેખનને શાસ્ત્ર અને કળા બંને હોય છે પરંતુ આપણે એ ન ભૂલવું જોઇએ કે જેમ પાર્થિવ સત્યો વિજ્ઞાનના પ્રયોગોમાંથી જન્મે છે તેવી જ રીતે જીવન ઘડતરના સત્યના પ્રયોગોમાંથી કળા અને શાસ્ત્ર જન્મે છે. ટુંકી વાર્તાઓનું ઉત્કૃષ્ટ સર્જન ટુંકી વાર્તાઓના ક્ષેત્રને વૈજ્ઞાનિક અને કળામય બનાવી શકયું છે. આ પુસ્તકમાં રજુ કરવામાં આવેલી વાર્તાઓ લેખકના મનોમંથનમાંથી જન્મી છે તેટલે અંશે એ સર્જન પણ કળા અને શાસ્ત્ર નિર્માણ કરવામાં ઉપકારક બની શકે છે.

લેખક ધંધાએ કુશળ ડાકટર છે. રોજે રોજના અનુભવમાં જે દર્શનો એ કુશળ ડાકટરને થયાં તે દર્શનોને ભાષાબદ્ધ કરવાનો આદેશ એના હૃદય તરફથી એને મળ્યો. આડોઅવળો કશો પણ વિચાર કર્યા વિના એ અનુભવોને અને મંથનોને અસરકારક શૈલીથી કાગળ ઉપર ઉતારવાનું કામ શરૂ કર્યું અને આટલી બધી વાર્તાઓ જન્મી પડી. આ દષ્ટિએ જોતાં વાર્તાઓનું સર્જન ઘણે અંશે આત્મલક્ષી દેખાશે. જ્યાં જ્યાં દાકતર, દર્દી કે દર્દીઓના સગાંવ્હાલાંઓના પાત્રોનું આલેખન લેખક કરે છે ત્યાં ત્યાં પોતાનાં

અંતરની વેદના જાણે કે ઠાલવતા હોય તેવું ભાન વાંચનારને થયા વિના રહેશે નહિ. એવી વેદના પ્રગટ કરવા છતાં પોતાના ધંધા માટે જેને આવશ્યક સદ્‌ગુણ ગણી શકાય તેવા વિનોદને વચ્ચે વચ્ચે ગૂંથી દીધા વિના એમનાથી રહેવાયું નથી. ક્યારેક તો એવા મર્માળા કટાક્ષો લેખકની કલમમાંથી સરી પડે છે કે વાંચનારનાં હૃદય સોંસરવા ઉતરી ગયા વિના રહે નહિ.

વાર્તાઓનું વાંચન પૂરવાર કરી શકે છે કે લેખક પોતાના ધંધાના વેદીઆ નથી. પોતાના ધંધાનું ગૌરવ જેટલું સમજી શકે છે તેટલું જ એ ધંધાની નિર્બળ બાજુઓ તરફ પણ એમનું લક્ષ છે. વિજ્ઞાનના અભ્યાસ વિના અથવા તો અધૂરા અભ્યાસથી કેટલાયે માણસો ડાકટરી ધંધો લઇને બેસી જાય છે અને સમાજને ભારે નુકશાન કરે છે એ તરફ લેખક આપણું સૌ કોઇનું ગંભીરપણે લક્ષ ખેંચે છે. વળી ધંધાનું સંગીન જ્ઞાન હોય તેવા ડાકટરો પણ પશ્ચિમના ખોટા મોહમાં તણાઇ જઇને ધંધાના મૂળભૂત ઉદ્દેશને ભૂલી જઇ સમાજના નીચલા અને અજ્ઞાન થરોને લૂંટી લેવાનું અજ્ઞાન કામ કર્યા કરે છે એ તરફ આખી સમાજને પોતાના વિવિધ પાત્રો દ્વારા લેખક જાગ્રત કરે છે. પોતે કુશળ ડાકટર છે એટલુંજ નહિ પરંતુ ભારે મોટો મોભો અને પ્રતિષ્ઠા ધરાવે છે આમ છતાં યે એ મોભો અને પ્રતિષ્ઠાના સ્થાને બેસનારને લપસી પડવાની કેટલી શકયતાઓ હોય છે એ લેખક બરાબર સમજે છે. વિજ્ઞાનના સાચા પ્રચાર દ્વારા લોકોના અજ્ઞાન અને વ્હેમોને ટાળવા અને તેમ છતાં લોકોની સેવા બજાવવાના પોતાના ધર્મમાંથી ચ્યુત થવું નહિ એવી ભાવના તમામ વાર્તાઓના ગર્ભમાં એકધારી વહ્યા કરતી આપણને દેખાય છે. આ ભાવના કેટલી યે વખત ઉગ્ર ઝંખનાનું સ્વરૂપ પકડે છે અને એવે વખતે તો સમાજની રૂઢીઓ અને માન્યતાઓ ઉપર હથોડા મારતાં તેમને આંચકો લાગતો નથી.

વાર્તા લેખન એ જેમ આ લેખકનો મુખ્ય વ્યવસાય નથી અને છતાં એ પ્રવૃત્તિ લોકોપકારક બનતી હોય તો એની પાછળ પણ થોડો વખત અને શક્તિ ખરચવા એ એમને ધર્મ્ય લાગ્યું છે તેવી જ રીતે પોતાના વ્યવસાયના મુખ્ય ક્ષેત્ર સિવાયના બીજા ક્ષેત્રો તરફ નજર નાખ્યા વિના છુટકો નથી એ પણ એમને એમની ફરજ લાગી છે. તમામ વાર્તાઓની ભૂમિકા દવા, દર્દી અને વૈદકિય ધંધા ઉપર રચાયેલી છે. આમ છતાં યે દરેક વાર્તામાં સમાજહિતના વિચારોની પરંપરા રજુ કર્યા વિના લેખક રહી શકયા નથી. સામાજિક કુરીતિઓ અથવા તો ખોટાં બંધનો અથવા તો વ્હેમો દૂર કર્યા વિના સમાજમાં સાચી પ્રગતિ જણાવાની નથી એવું એમનું મંતવ્ય સ્પષ્ટ રીતે એમણે રજુ કર્યું છે. આ બધી બાબતોને રજુ કરવા માટે એમણે ઉદાહરણો વૈદકિય વિજ્ઞાનમાંથી મેળવેલાં છે. લેખક વૃદ્ધ લગ્નના ભવાડાની વાત કરતા હોય ત્યારે અથવા તો વાંઝિયાપણું ટાળવા માટે ચાલુ થયેલા પ્રયત્નોની વાત મૂકતા હોય ત્યારે અથવા તો સત્તા અને ધન ગરીબ લોકોને કેવા નીચોવી ખાય છે તેનું આબેહુબ વર્ણન કરતા હોય ત્યારે અથવા તો સીમંત જેવી સામાજિક ક્રિયાપ્રક્રિયાઓનું પૃથક્કરણ આપતા હોય ત્યારે વૈદકીય વિજ્ઞાનનો આશરો લઇને એનું નિરાકરણ કરવાનો પ્રયત્ન કરતા હોય છે. એક રીતે કહીએ તો આ રીત વધારે ઉપકારક અને વધારે સચોટ છે. શરીરના આરોગ્યનો પ્રશ્ન મનુષ્યમાત્રને સૌથી વધારે અસરકારક રીતે સ્પર્શી શકે છે. એ પ્રશ્નને કેન્દ્રમાં રાખીને જ્યારે પાત્રોનું આલેખન થાય કે પ્રસંગોનું ચિત્રામણ થાય ત્યારે વાંચનાર એવા એકાદ પ્રસંગ સાથે પોતાના જીવનના કોઇ એકાદા પ્રસંગને સરખાવવા મંડી પડે છે અથવા તો કોઇ એકાદા પાત્રમાં થોડે ઘણે અંશે પણ પોતાની જાતને પ્રતિબિંબિત થયેલી જુએ છે. આ રીતે આખી વાર્તા એક જ્વલંત પાઠ જેવી વાંચનારની પાસે રજુ થાય છે. વાર્તાનું

રહસ્ય કોઇને પ્રગટ કરવાપણું રહેતું નથી. વાંચનાર વાર્તામાંથી જ એના રહસ્યને વગર આયાસે પકડી પાડી શકે છે. આટલે અંશે આ વર્તાનું આલેખન સામાજિક ઉપયોગમાં આવે એ પ્રકારના કલાવિધાનવાળું કહી શકાય.

લેખક કેવળ શરીર વિજ્ઞાનમાંજ માને એ કોટીના ડાકટર નથી. દેખીતી રીતે જોવા મળતા કેટલાયે રોગો રોગીના મનની વેદનાભરી પરિસ્થિતિમાંથી પેદા થયેલા હોય છે એ સત્ય સચોટપણે લેખક રજુ કરી શકે છે. 'દવાના પૈસા' નામની વાર્તા એ એક ગાંડાના જીવનની દર્દભરી કથા છે. એ કથા આલેખીને સામાન્ય માણુસ સમજી શકે તેવું મનોવિજ્ઞાન લેખકે રજુ કર્યું છે અને સમાજશાસ્ત્રની દષ્ટિએ એક અતિ ગહન વિષયને છેડયો છે.

સમાજમાં ચાલી રહેલી આર્થિક અસમાનતાની ઘટનાએ લેખકના હૃદય ઉપર ભારે ઊંડી છાપ પાડેલી જણાય છે. કોઇ કોઇ ઠેકાણે તો ગરીબાઇમાં સબડતા અને ભૂખે મરતા સમાજનો ચિતાર રજુ કરતી વખતે લેખકની કલમ કાવ્યમય બની જાય છે. વિજ્ઞાનના સાચા પ્રચારનો શોખ ઘડીભર એકકોરે રહી જઇને લેખકનું માનવતાભર્યું હૃદય કોઇ એક કવિની વાણીમાં ગરીબોના દર્દોને પોકારી ઉઠે છે. જ્યાં જ્યાં આ પ્રકારનું વાંચન વાંચવા મળે છે ત્યાં ત્યાં લેખકનું કલાવિધાન સો ટકા ખીલેલું દેખાય છે.

લેખક જન્મે અને સ્વભાવે પૂરેપૂરા કાઠિયાવાડી છે. એમની વાર્તાઓના ઘણા નાયક નાયિકાઓ મધ્ય કાળના કાઠી દરબારો અને કામદારો હોય તેવું સ્પષ્ટ દેખાય છે. એ પ્રજામાં મિથ્યાભિમાન સાથે અજ્ઞાન અને વ્હેમો એટલા બધાં ભળેલાં હતાં કે કોઇ પણ લેખકની કલમ એનો ચિતાર આપવામાં અતિશયોક્તિનો દોષ વ્હોરી શકે નહિ. લેખકે બહુ જ પથ્ય રીતે એ ચિતારો રજુ કર્યા

છે. એ પ્રજાથી પરિચિત ન હોય તેવો વાંચનાર કદાચ એની મજા માણી નહિ શકે પરંતુ તેથી વસ્તુની રજુઆતની જે કિંમત છે તેમાં સ્હેજ પણ ઘટાડો થતો નથી.

આ પુસ્તકની દરેકે દરેક વાર્તાઓ ઉપર વિવરણ કરવાનો આ પ્રસંગ નથી. વાર્તાલેખનની દ્રષ્ટિએ વિવેચનાત્મક દ્રષ્ટિવાળા વાંચનારને એમાં કદાચ ઘણી ત્રુટીઓ પણ દેખાશે. એટલું યાદ રાખવું જરૂરનું છે કે લેખકે વિવેચકોને લક્ષમાં રાખીને આ વાર્તાઓ નથી લખી. રોજના વ્યવહારમાં એનાં હૃદય અને મન ઉપર જે જે પ્રકારની લાગણીઓએ લીટા દોર્યા તે બધાય લીટાને એમણે વાર્તાઓ દ્વારા મૂર્ત સ્વરૂપ આપ્યું. વાર્તાઓ વાંચ્યા પછી આવી ઘણી બધી વાર્તાઓ લેખક સમાજને આપતા રહે તેવી માગણી તેમની પાસે મૂકવાનું અચૂક મન થઈ જાય.

ઘરશાળા,
**ભાવનગર**
તા. ૧૫-૨-૪૧

**હરભાઇ ત્રિવેદી.**

# અનુક્રમણિકા

# અભિપ્રાય

જે રીતે વાર્તાઓ કહેવાઈ છે તે રીત એટલી સ્વાભાવિક લાગે છે કે કલાની કચાશનો ખ્યાલ પણ આવતો નથી. વળી વાર્તાઓની વસ્તુ સ્વાનુભવમાંથી પસંદ કરેલાં હોઈ તેને સત્યકથાઓનું રૂપ મળી ગયું છે અને આપણા સમાજજીવનની સાચી દશાનો એમાંથી ચિતાર મળી શકે છે.

નવચેતન



એ વાર્તાઓ સીધી સાદી છતાં હૃદયને સ્પર્શી જાય છે અને વાંચકને વિચારમાં નાખી દે છે.

કુમાર



વાર્તાઓમાં સાહિત્યક ઉત્તમતાના અંશો પણ છે જ. ટુંકી વાર્તાઓમાં મુખ્ય કળા એ હોવી જોઇએ કે વાર્તાનું વાતાવરણ ઉપજાવવું. આવું વાતાવરણ ઘણી ખરી વાર્તામાં છે.

પ્રબોધ



પ્રત્યેક વાર્તા વાંચવી ગમે તેવી છે અને દુનીયાના અનોખા સ્વભાવના માણસોની અનોખી રીતોનો તે ઉપરથી ખ્યાલ આવે છે. આપણા સાહિત્યમાં આ વાતો એક નવો ચીલો પાડે છે.

ગુજરાતી પંચ



આ પુસ્તકમાંની એકેએક વાર્તા સામાજિક સમસ્યાઓને આકર્ષક રૂપે રજુ કરે છે.

મહાગુજરાત

ઉદ્દેશપૂર્ણ સર્જનને જો કલાના મંદિરમાં આસન આપવામાં આવે તો આ વાર્તાઓને એ અધિકાર સહેજે મળે તેમ છે. એક એક વાર્તા જીવનના એક એક પ્રશ્ન પ્રત્યે વાંચકને અભિમુખ કરે છે એની સચોટતા જેટલી એના સાહિત્યગુણમાં નથી તેટલી એના કથનગુણમાં છે. અને આ પ્રકારના સર્જનને દિપાવે તેવી સીધી રજુઆત, નિરાડંબરી ભાષા અને વર્ણન, ને ઝટ ઓળખી શકાય એવું વાસ્તવિક વાતાવરણ વાર્તાઓને વાચનીય બનાવે છે. ઉપયોગી પણ બનાવે છે.

પ્રજાબન્ધુ



શ્રી. પ્રાણજીવનભાઇની કલમમાં ચમક છે, અને પાત્રો ખીલવીને વાર્તાને જમાવવાની અનુપમ કલા છે. ગરીબાઈમાં સબડતા અને ભૂખે મરતાં સમાજનો ચિતાર રજુ કરતા લેખકની બાની કાવ્યમય બની જાય છે. શબ્દેશબ્દે લેખકની ઊંડી સહૃદયતાનો સૂર સંભળાઈ રહે છે.

મુંબઈ સમાચાર



વાર્તાઓનો પ્રદેશ નવીન છે એટલે આવકારદાયક છે.

ઊર્મિ



સાહિત્યના શિષ્ટમંડળની વાર્તાઓ સાથે આ વાર્તાસંગ્રહને સ્થાન મળે એવી લખાણની શૈલી છે.

કાઠિયાવાડ ટાઇમ્સ



આ પુસ્તકના લેખકનો પ્રશંસનીય પ્રયાસ સફળ થયો છે.

જયસૌરાષ્ટ્ર

ડૉક્ટર તરીકેના ધંધાના અનુભવમાં અને પોતાની આસપાસના સમાજના અવલોકન પરથી તેમને ચોક્કસ વિચારો આવે છે અને તેને તેમણે આ વાર્તાઓના પાત્રાલેખન દ્વારા દર્શાવ્યો છે. વાર્તાપ્રવાહમાંથી લેખકમાં રહેલી માનવતા સહેજે જણાઇ આવે છે.

ગુજરાત ટાઇમ્સ



ઇસ્પીતાલના દર્દીઓ પથારીમાં પડયાપડયા પણ આવી વાર્તાઓ વાંચશે તો તેમનો રોગ દુર થઈ જશે અને જેઓ દર્દી નહિ હોય તેઓ વાંચશે તો બે ઘડી મોજ મેળવશે.

સાંજ વર્તમાન



પુસ્તકાલયો જરૂર ખરીદે. ગામડામાં આવાં પુસ્તકોનો સારો પ્રચાર થવો જોઇએ. એમાં જણાવેલાં અનિષ્ટોથી ગામલોકોને પાત્રરક્ષા કરવાની ખાસ જરૂર છે.

પુસ્તકાલય



આ વાર્તાઓ જોઇને એમ થાય છે કે આપણા વકીલો ને ડાક્તરો પાસે માનવસ્વભાવના વિવિધ પ્રકારોનો જે અનુભવ હોય છે તે બધો આમ વાર્તા, નવલકથા, નાટક વગેરે રૂપે સાહિત્યમાં ઉતરે તો કેવું સારૂં!

અનન્તરાય રાવલ



કલા તત્ત્વનો ખાસ મોહ રાખ્યા વગર, આવી સાદી વાર્તાઓ દ્વારા વૈદક સંબંધી સત્યોની પ્રચાર કરવાની રીત સારી છે. ખરી રીતે આવા ઘણા યે વિષયોમાં, નિબંધાત્મક લખાણો દ્વારા ઉપદેશ આપવાને બદલે આવી સાદી વાર્તાઓ દ્વારા ઉપદેશ અપાય તો વાર્તાનું ક્ષેત્ર જીવનના પ્રદેશમાં પણ વિસ્તાર પામે.

ડોલરરાય માંકડ

વાર્તાનું વસ્તુ સારૂં છે. તેમાં મનોહર શબ્દચિત્રો છે ને ધ્યેય નિશ્ચલતા છે.

શંકરલાલ ગં. શાસ્ત્રી



ભાષા સારી, સીધી, સચોટ છે. વિનોદ સાથે જ્ઞાન મળે એવું આ પુસ્તક સુંદર શૈલીમાં લખાએલું છે, અને તે નવી ભાત પાડે છે.

કેશવલાલ હિ. કામદાર



આ વાર્તાઓ પુસ્તક રૂપે બહારપાડી તે ઠીક કર્યું. સૌ રસથી વાંચશે. કારણ ભાષા સહેલી ને વાર્તાઓનુ વસ્તુ (mattor) લોકોને પરિચિત છે.

કૃષ્ણલાલ મો. ઝવેરી



શ્રી. રો. મહેતાની કલમમાં ઝમક છે, વાતાવરણ જમાવવાની કળા છે. વાર્તાઓ ટુંકી વાર્તાઓના સાહિત્યમાં ભાત પાડે તેવી છે.

સારદા



# ઓપરેશન કોનું ?



ગણુપતરામ પંડયા એ પંડયા અને જોશીના નામની ધીકતી સોલીસીટરની પેઢીના સીનીઅર પાર્ટનર છે. કાયદા ઉપરાંત સાહિત્યનો પણુ તેમને શોખ છે. જો કે હજી સાક્ષરની નામાવલિમાં તેમનું નામ ચોક્કસ રીતે મૂકવામાં નથી આવતું, છતાં સાક્ષરી મંડળમાં તેમનું નામ ગવાઇ રહ્યું છે. જુહુના તેના બંગલામાં દર રવિવારે સાક્ષર નર–નારીનો મેળો જરૂર જામ્યો હોય અને વિધવિધ દેશીય સાક્ષરી પ્રવૃત્તિની રસભરી ચર્ચા અનેક દ્રષ્ટિએ થતીજ હોય. નાદ, તાલ, નૃત્ય, ચિત્ર, વાણી, શબ્દ, લેખન, આ દરેક વિષયના યથાયોગ્ય ઉહાપોહ થાય, અને આ ઉપરાંત સાક્ષરો કયા નવીન વિષયોમાં પોતાના સિદ્ધ હસ્ત બતાવી શકે તેની કલ્પનાઓ ઘડાય. આમ મગજનાં આંદોલનો બે ચાર કલાકે શાંત થતાં પેટનાં આંદોલનો શરૂ થાય અને ત્યાં તો ગણુપતરામભાઇની કાઠીઆવાડીઓને શરમાવે

તેવી મ્હેમાનગીરી; જેવી સાહિત્યની વિધવિધ દિશા સાક્ષરી મંડળો દાખવે તેવી વિધવિધ વાની પીરસવાનો ગણુપતરામભાઇનો અભખરો; અને તૃપ્તિનાં આંદોલનો જાગતાં જાગતાં ગણુપતરામભાઇની ચારે બાજુથી વાહવાહ અને (જમવામાં કે સાહિત્યચર્ચામાં જો કે એકજ મુખ દેખાણું હતું) છતાં વખાણુ તો બે મોઢે ગણુપતરામભાઇના ઘરનાં થાય.

બહાર ગામના સાક્ષરી મંડળના લગભગ દરેકની ખાનગી નોંધપોથીમાં ગણુપતરામભાઇનુ નામ મિત્રશ્રેણીમાં અગ્રગણ્ય સ્થાન ધરાવતું હતું. મુંબઇમાં ગણુપતરામભાઇનું રહેવાનું કાલબાદેવી પર હતું તેથી બહારના અનેક મ્હેમાનોને અંત અનુકૂળતા પડતી. પ્રભાવતી બ્હેન નડીઆદના સંસ્કારી કુટુમ્બનાં દીકરી હતાં. કન્યા-સહજ કેળવણી લીધેલ પોતે સુશીલ તથા ચકોર હતાં. પતિનો સાહિત્ય-સાક્ષરી મંડળનો પ્રેમ તેમને ગમ્યો. થોડો સમય તો તેમાં મજા પડી; પણ પછી તે પ્રેમનો અરસપરસ અતિરેક થતાં, અનેક મુશ્કેલીઓ અને ખામીઓ દેખાવા માંડી—અને કોઇ કોઇ વેળા પતિ પાસે તેનો વિરોધ દર્શાવવા મન કર્યું. પણ સોલીસીટર જેવું ઉચ્ચ સ્થાન ભોગવનાર હિન્દના પુરૂષોચિત આત્માનો આત્મમોહ પાનીએ બુદ્ધિ ધરાવતી હિન્દની સ્ત્રીની સલાહ સ્વીકારે એ તો આર્યત્વની ભાવનાનો લોપ કર્યા જેવું ગણાય. સાક્ષરી મંડળમાં વખાણુ છૂટે મોઢે થતાં, સામાજિક મંડળો પણ ગણુપતરામભાઇને પોતાના મંડળમાં લેવા પ્રેરાયાં અને ગણુપતરામભાઇનું ઉદાર આતિથ્ય તો સહુને માટે તૈયારજ હતું. રાજકીય મંડળ પણ હવે અવારનવાર ગણુપતરામભાઇને ત્યાં દેખાય છે. અને ગણુપતરામ-ભાઇનું નામ સર્વ સ્થળે લગભગ નેતા જેવું ગણાવા લાગ્યું. નેતા કઇ બાબતમાં તે ચોક્કસ નહોતું થઇ શકતું. પણ સર્વ મંડળના

સભ્યો તેમના માટે માનભરી રીતે બોલતા; અનેક સભામાં પ્રમુખ નીમાતા. જીવદયા મંડળી, આયુર્વેદિક સભા, એન્ટીવેકસીનેશન લીગ, આ સહુ સંસ્થાએ આ વર્ષ માટે પ્રમુખ તરીકે ગણપતરામભાઇની વરણી કરેલ અને સહુએ પોતપોતાનું થોકબંધ સાહિત્ય પ્રમુખને મોકલાવ્યું. એન્ટીવેકસીનેશન લીગની સભા ગોરડન હોલમાં ભરાણી. ગણ્યાગાંઠયા સભાસદો અને થોડા પ્રેક્ષકોની હાજરી હતી. પણ હોલ સારો શણગાર્યો હતો. ગણપતરામભાઇને તે સાહિત્ય વાંચી તૈયાર થવા જેટલો વખત નહોતો એટલે છૂટીછવાઇ નજર ફેરવી ગયા. મુખ્ય વક્તાએ છટાબંધ ભાષણ દાખલા દલીલ સહિત કર્યું. બીજાએ ટેકો આપ્યો અને પ્રમુખે એ વક્તવ્યમાં સાથ પૂરાવ્યો. ગણપતરામભાઇના પુત્રની ઉમર એક વરસની હતી. ઉન્હાળો છે, ચોમાસું છે, તબીઅત નબળી છે, આવા આવા કારણે માતા કઢાવવાનું ઢીલમાં પડયું હતું. માગસર મહિનો ચાલતો હતો, જેથી પ્રભાવતી બ્હેનનું મન હવે તુરતજ માતા કઢાવી લેવાનું હતું. જમતાં જમતાં માતા કઢાવી લેવાની વાત નીકળી; પણ આજે તો એન્ટીવેકસીનેશન લીગના પ્રમુખ તરીકેનાં આંદોલનો જોરથી વહી રહ્યાં હતાં; અને તેથી ગણપતરામ બોલી ઉઠયા કે માતા હવે કઢાવવા નથી; અત્યાર સુધી પિતા માતા કઢાવવા આગ્રહ કરતા અને માનું હૃદય જરા મોડું મોડું કરવા લલચાતું; પણ આજે તો ઉલટું પિતા માતા કઢાવવાનો વિરોધ કરવા લાગ્યા. પ્રભાવતી કહે "ના, માતા કઢાવ્યા વિના ન ચાલે—નકામું જોખમ શા માટે ખેડવું! પાંચ દિવસ જરા તકલીફના નીકળી જશે." 'નહિં આજે તો ગણપતરામમાં નેપોલીયનનો નિશ્ચય હતો. 'આપણે માતા કોઇપણ હિસાબે નથી કઢાવવા. તેથી જરા પણ લાભ નથી અને નુકશાન અનેક છે. વળી તેમાં જીવહિંસા છે.' પ્રભાવતી કહે કે લાભ ન હોય તો લાખો અને કરોડો માણસ કેમ કઢાવે? તમે કઢાવ્યા છે,

મેં કઢાવ્યા છે અને આપણને કંઇ નુકશાન નથી થયું. વળી માતાનો રોગ ફાટી નીકળે છે ત્યારે માતા કઢાવેલ માણસ બચી જાય છે તે નજરે દેખાય છે. તો એવું બધું વાંચી વાંચીને ઘરમાં અખતરો કરવાનો ન હોય. હું તો આજ જ માતા કઢાવી લઇશ.' ગણપતરામથી વાત સહન થાય તેમ નહોતું. તેનો ગુસ્સો હવે રોકી શકાય તેમ નહોતો. "આ છોકરાને તો માતા કાઢવા નથી દેવા. દુનીયા ઉંધેજ રસ્તે દોરાઇ રહી છે. સત્ય કોઇને ગળે ઉતરતું નથી. એકે માતા કઢાવ્યા એટલે બીજાએ; બસ પછી તો પવનજ ચાલ્યો. હિંદના પુર્વજો શું મુરખ હતા કે માતાનું કંઈ ન લખી ગયા? અને હિંદની સંસ્કૃતિ શું માતા ન કઢાવવાથી કંઇ ઉતરતી હતી? આ તો ફક્ત પાશ્ચત્ય સુધારાનો ઘમંડ છે." પ્રભાવતી પાસે આનો રદીયો આપવાને સોલીસીટરના ભેજાનું જ્ઞાન નહોતું. એટલે તે રડી પડી અને વીરરસ નિષ્ફળ નીવડતાં કરૂણ રસની મદદ લીધીઃ "તમો તો મોટી મોટી સભાઓને પણ હરાવો ત્યાં મારી શું ગુંજાશ? પણ મારા દીકરાને માતા તો જરૂર કઢાવીશ મારા એકના એક દીકરાને જોખમમાં રહેવા નહિ દઉં. ન્હાનપણમાં દીકરો તો માનો જ ગણાય. માને જેટલું હેત હોય એટલું બાપને નહિ." અત્યારના વાતાવરણમાં સોલીસીટરનું મગજ આ દલીલ સ્વીકારવા તૈયાર નહોતું. અત્યારે તો પોતે નિર્ણય રજુ કર્યો તે કોઈ પણ હિસાબે અમલમાં મૂકાયેલો જોવો હતો. તેથી ગુસ્સામાંજ તે બોલી ઉઠયાઃ

"બસ મારે એવા ખોટા વાદવિવાદમાં નથી ઉતરવું. બેબીને કોઇ પણ હિસાબે કયારેય પણ માતા કાઢવા દેવાનો નથી." અને પ્રભાવતીને તે ફેંસલો સ્વીકાર્યેજ છૂટકો હતો.

આજે તે વાતને ચાર વર્ષ થયાં છે. મુંબઈમાં શીતળાનો ઉપદ્રવ ફાટી નીકળતાં અરૂણ તેમાં સપડાઇ ગયો અને આઠ દિવસની

બીમારી ભોગવી મરણ પામ્યો. એકનો એક બાળક–પુત્ર મરણ પામતાં માતાનું હૃદય કેટલું કપાય તે તો અનુભવીજ જાણી શકે. તેમાં શીતળાથી મોત થયું એ વિશેષ દુઃખનું કારણ બન્યું. ગણપતરામને કેટલો આઘાત થયો તે વર્ણવી શકાય તેમ નથી. દિવસ રાત્રિ તેમને ભણકારા થવા માંડયા કે આ પુત્રનો ખુની હું ગણાઉં કે કેમ? પણ કાયદાશાસ્ત્રીના હૃદયપર શિષ્ટાચારનાં પડ એટલાં પ્રસરી રહેલ કે મનની વાત ન તો કોઈને કહી શકે, ન તો સહી શકે. આ આઘાતે તેમની તબીયત પર બહુ અસર કરી. ઓફીસ સિવાયની સર્વ પ્રવૃત્તિ સહેજે બંધ પડી. ઓફીસમાં પણ કામમાં મન સરખું ન પરોવાય. પ્રભાવતીની માફી ચાહી મન હલકું કરવા કોઇ વેળા મન થાય, પણ પુરૂષ જાતિનું જ્ઞાન અને આત્મમોહ તે કરવા ન આપે અને પરિણામે આ આઘાત પ્રત્યાઘાતનાં આંદોલનોના અતિરેકે દેહનું માળખું ખળભળવા માંડયું. વેકેશનમાં હવાફેર માટે તે મહાબલેશ્વર ગયા. એ એક વર્ષે માંડ માંડ શરીર રસ્તા પર આવ્યું અને સહુ વાત વિસારે પડી.

બીજું એકાદ વર્ષ વીત્યું. પણ ઘરમાં બાળકના અભાવે ઘર સુનું સુનું લાગવા માંડયું. નવાં મંડળોની આવ જા બંધ થવાથી જુનાં સગાં સંબંધીનાં મંડળોએ તેનું સ્થાન લીધું હતું અને ધીમે ધીમે 'બાળક વિનાનું ઘર નહિ' એ વાત અવારનવાર ચર્ચાવા માંડી. સંતતિની જિજ્ઞાસા દિવસે દિવસે વધવા માંડી. માનવસહજ યત્ન પ્રયત્નમાં સફળતા ન દેખાણી.

રામુકાકી આ વિષય પર સલાહ પર સલાહ આપવા એકાંતરે તેમને ઘેર અડ્ડો જમાવવા લાગ્યાં. અમુક વ્રતોથી સંતતિ અનેકને થઇ છે, એમ દાખલા દલીલો રજુ કરે. બાળક તો

ભગવાનની માયા છે. માણસની મહેનત કામ ન આવે. શુભ વ્રત કરી દેવ દેવીઓને સંતોષીએ તો મનોકામના ફળે. રવિવારે ગણપતરામભાઈ ઘેર હોય ત્યારે પણ રામુકાકીએ આ સૂચના કરવા માંડી. ગણપતરામભાઈ સુધરેલા વિચારના ગણાતા. આગળ જો આવી વાત કોઈ કરત તો સાંભળત પણ નહિ; પણ આજે શરીર નબળું પડતાં તેમનું મનોબળ પણ નિર્બળ થયું હતું. તેમજ સંતતિ વિનાનું સૂનું ઘર તેમને સાલતું હતું. તેથી રામુકાકીની વાત સાંભળી તે બોલ્યા, "એમાં કાંઈ નુકસાન તો નથીજ ને? વ્રત કરવાથી છેવટ શરીર તો સુધરશે! ને ઘરડાં માણસની સલાહ કાઢી નાખવા જેવી ન હોય." અને વ્રતનિયમ શરૂ થયા. રામુકાકી જમાનાનાં ખાધેલ, બાહોશ જાજરમાન ડોશીમા હતાં. વ્રતનિયમને મહિનો બે મહિના થયા ત્યાં તો એક જંત્ર લાવી આખો મહીનો શરીરપર પ્હેરી રાખવાનો તેમણે આદેશ આપ્યો. અમુક તિથિએ બ્રાહ્મણોને જમાડી દક્ષિણા અપાવી. બ્રાહ્મણો પાસે દેવી પાઠના મંત્ર જપાવ્યા. અમુક મંદિરે મંગળવારે દર્શન કરાવવા તેડી ગયા. ને એક ખાસ મંદિરના પૂજારી મહંત પાસેથી પ્રસાદીમાં ભભૂત મેળવી પ્રભાવતીને કપાળે તથા જમણા પગને અંગુઠે લગાડી; આઠ દિવસ ત્યાં પીપળે પાણી રેડયું. પગલાં લઇ આવ્યા ને પૂજા કરી અને બે એક દિવસ પછી મંત્રેલ દોરો લાવી પ્રભાવતીને કાંડે બાંધ્યો. થોડા દિવસ પછી સવારે વ્હેલા તેને રામુકાકી અમુક એકાંત સ્થળે આવેલ પીરના સ્થાને તેડી ગયાં અને ફકીર પાસેથી લીલું કપડું અને એક માળા અપાવી. કપડાંનો લીરો તેને કાંડે બાંધ્યો અને માળા ડોકમાં સાત દિવસ પહેરાવી. કુળદેવી, કાલબાદેવી, ગામદેવી, મમાદેવી, હનુમાન, સૂર્યનારાયણ એમ લગભગ બધા દેવ દેવીની માનતા આખડી કરાવી સવા રૂપીઆથી સો રૂપીઆ સુધીનું, એક અથવા બીજા દેવ

દેવીને રીઝવવા ખર્ચ કર્યું; પણ મુંબઇના દેવ નવા જમાનામાં હાજરાહજુર દેખાઇ પરચો બતાવી ન શક્યા. વ્રતો કરતાં પ્રભાવતીનું શરીર નબળું પડવા માંડયું—આટલી મહેનત છતાં સફળ ન થતી બાબતે તેના મન પર અસર કરવા માંડી.

ગણપતરામનું શરીર તો નબળું હતું. બન્ને માંદા જેવા થવાથી એક બીજાના જીવ પણ ઉચક રહેવા માંડયા. એમનો જીવ ઘરમાંથી ઓછો થવા માંડયો. તેમને દુબળા ફીકા જોઇ તેમના એક વકીલ મિત્ર સોરાબજીએ ઇંડા અને જરા દારૂ લેવા ખૂબ આગ્રહ કર્યો. થોડા દિવસ તો ગણપતરામે તેને દાદ ન આપી, પણ પછી કાયદાના મગજે હિન્દુથી ઈંડા ન લેવાય, પણ દારૂમાં ખાસ વાંધો નથી એવું શોધી કાઢયું. સોમરસનો ઉપયોગ તો શાસ્ત્રમાં પણ નિષિદ્ધ નથી મનાતો એમ રસ્તો કાઢયો અને નિર્બળ મનને મજબૂત કરવા દારૂની શરૂઆત કરી. નિરાશાની પળો માદક વાતાવરણમાં ભૂલવાનું એમણે શરૂ કર્યું!

ગણપતરામના મનમાં કોઇવાર થતું પણ બહાર જણાવા ન દેતા કે પોતાના શરીરમાંથી ચેતન નષ્ટ થયું છે ત્યાં દોરાધાગા શી મદદ કરશે? પોતાની નબળાઇની વાત બહાર જણાવવા હિંમત ચાલતી નહિ; બે ચાર ડોકટર મિત્રોની સાથે આડકતરી રીતે તે વિષય પર ચર્ચા ચલાવી તો સારાંશ એજ નીકળ્યો કે ડોકટરી વિદ્યામાં આવી દવાઓ લગભગ છેજ નહિ. રોગ હોય તો તેની તપાસ કરી રોગ પરત્વે દવા અપાય પણ ચલણી શક્તિની દવા એ તો અસંભવિત વાત ગણાય. આ ડોકટર મિત્રો પાસે શરીર તપાસાવવા હિંમત ન ચાલી. એક નવા ઇટાલીયન ડોકટર આવેલ તેની પાસે શરીર તપાસવા હિંમત કરીને ગયા. પહેલી તો ભાષાની અગવડ પડી, પણ જેમ તેમ કરીને એની સમજાવટ

કરી. તેણે કહ્યું કે બધું શરીર બરાબર છે. જરા લોહી ઓછું થયું છે તો આરામ, ચોકખી હવા, આ પાચનની દવા અને લોહીને માટે લોખંડ અને સોમલના ઈન્જેકશન લીઓ એટલે બધું બરાબર થઇ જશે. આથી સંતોષ ન થતાં, ઇન્સ્યુરન્સ ઉતરાવવાને બ્હાને તેમણે શરીરની તપાસ કરાવી લેવા પ્રયત્નો કર્યા. પણ તેમાં તો ડોકટરે શરીરના અવયવ પૂરા જોયા ન જોયા ને એજન્ટ સાથે વાત કરી ફારમ ભરી દીધું. આમ બધેથી થાકી વખત વીતાવવા માટે તે છાપાનાં પાનાં ફેરવવા લાગ્યા. તેમાં છાપાનાં પાનાં ફેરવતાં શક્તિવર્ધક ઈલાજની મોહક જાહેરખબર વાંચી તેની અજમાયશ લેવા તેમનું મન લલચાણું. સંખ્યાબંધ જાહેરખબરમાંથી દરેકને એક પછી એક એમ મંગાવી અજમાયશ કરી જોઇ. પણ સ્થિતિ તો હતી તે ને તે રહી; કંઈ ફેરફાર ન પડયો. આ બધા પ્રયત્નો અને મનોમન્થનની બિચારી પ્રભાવતીને કંઇ ખબર નહિ.

રામુકાકીના મુંબઈના સ્થાનિક દેવદેવીએ દાદ ન દેતાં બહારથી મદદ લેવાના પ્રયત્ન મંડાણા. ડુંગરમાં દૂર એકાન્તમાં રહેતા એક જતિ પાસે રૂબરૂ જઇ આશિર્વાદ અને સિદ્ધિ મંત્ર મેળવ્યા. અને બીજાં જેટલાં ફળી શકે તેટલાં દેવ દેવી અને તીર્થસ્થાને ફરી વળ્યાં. પણ તેમાં પણ કંઇ વળ્યું નહિ. રામુકાકીએ હવે પ્રયત્નની દિશા ફેરવી. 'જોઇએ દીકરા, તો ખાવ દુર્ગાની દવા'ની જાહેરખબર વંચાવી દુર્ગાબાઇને દવાખાને તેડી ગયાં. પ્રભાવતીને આશા બંધાણી. તેની દવા બે મહિના ખાઈ જોઇ. રામુકાકીએ હવે સૂચના કરી કે સારા ડોકટરને બતાવી જોઇએ. ચૈરાંના સ્પેશીઆલીસ્ટ બે સ્ત્રી ડોકટર અને એક પુરૂષ ડોકટરને ત્યાં બતાવી આવ્યાં. સ્ત્રી ડોકટરમાંથી કોઈએ ખાસ આશાસ્પદ જવાબ ન આપ્યો.

પુરૂષ ડોકટરે ઓપરેશનનો ચાન્સ લેવા સૂચના કરી. ઓપરેશનનું નામ સાંભળી પ્રભાવતીના હોંસ ઉડી ગયા. અત્યાર સુધી સહન કર્યું તે જાણે કંઇ હિસાબમાં ન હોય તેમ આ નવી આફત આવી. હિમ્મત કરી ઓપરેશનમાં શું કરવાનું છે તે ડોકટરને પૂછ્યું. ડોકટર સાહેબે કહ્યું કે 'ગર્ભસ્થાનનો મુખ માર્ગ પ્હોળો કરવાનો છે.' પ્રભાવતીએ પૂછ્યું કે 'સંકુચિત છે ? મને એક બાળકનો ગર્ભ રહેલ છે. તો તે કેમ બન્યું હશે ?' ડાકટરે કહ્યું કે 'ખાસ સંકુચિત તો નથી પણ ઘણી વખત બને છે તેમ આ જાતનું ઓપરેશન કરવાથી ગર્ભ રહેવાનો ચાન્સ રહે છે. ચાન્સ લઇ જુવો. પછી તો તમારાં નશીબ.' ગણુપતરામે ડોકટર સાથે ચર્ચા કરી અને ઓપરેશન કરાવવાનું નક્કી કર્યું. ચારેક દિવસ પછી ઓપરેશન થયું. બે ત્રણ મહિના આશામાં પસાર કર્યા. પણ ધાર્યું ફળ આવ્યું નહિ. હજુ રામુકાકીના ફળદ્રુપ ભેજામાં તો નવા નવા માર્ગ તૈયાર જ હતા. કુટુમ્બનો વંશવેલો વૃદ્ધિંગત રહેવોજ જોઈએ એ એમનો સિદ્ધાંત હતો. પ્રભાવતી પર દૈવી અને માનુષી પ્રયોગો કરી જોયા પણ તેમાં કાંઈ આશા જેવું ન રહેતાં વંશવૃદ્ધિ પ્રયોગમાં નવું પાત્ર ઉમેરવા તેમણે સૂચના કરી. રામુકાકીની બ્હેનની દીકરી અઢાર વર્ષની હતી અને રામુકાકીએ તે સાટું નક્કી કરવા પ્રયત્ન આદર્યા. ધીમે ધીમે પ્રભાવતીને કુટુમ્બ ખાતર શોકને બ્હેન ગણી લેવા દાખલા દૃષ્ટાંતો આપી કબુલ કરાવ્યું. ગણુપતરામ પાસે આ વાત મુકાણી. તેણે ચોકખી ના પાડી. પ્રભાવતી રામુકાકી સાથે જોડાણી. ત્હેને બિચારીને ખબર નહોતી કે ગણુપતરામ શા માટે ના કહે છે. પાંચ પંદર દિવસની હા ના થયા પછી ગણુપતરામે મને કમને કબુલ્યું અને ઘડીમાં લગ્ન થયાં. લગ્ન પછી રામુકાકી બદલાઇ ગયાં. લગભગ ઘરનાં મુખી તેજ થઇ પડયાં. પ્રભાવતીનાં ક્ષણે ક્ષણે

અપમાન થવા લાગ્યાં. લીલાવતી તો રામુકાકીના હાથ તળે પહેલેથીજ દબાએલી એટલે બધું ચલણ રામુકાકીનું જ રહ્યું. પ્રભાવતીએ હવાફેર કરવા જુહુને બંગલે રહેવાનું નક્કી થયું. હવા સારી છતાં તેનું શરીર તો શોષાતું ચાલ્યું. રામુકાકીની હકુમત તળે ચાલતા ગૃહસંસારમાં ગણુપતરામ સુખી થાય એમ એને ન લાગ્યું અને હવે તે ગૃહસંસારમાં પોતાનો કંઈ અવાજ હોય એમ ન દેખાણું. લીલાવતી પણ રામુકાકીની શીખવણી મુજબ આપખુદ બનતાં ગણુપતરામની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ. નવવધૂને રાજી રાખવા જતાં તે માથે ચડતી જતી હતી. રામુકાકીનું જોર વધી ગયું હતું. પ્રભાવતી શોષાતી જતી હતી. પોતે આબરૂદાર ગૃહસ્થ આ સ્થિતિની વાત પણ કોઇને કરાય નહિ. અને પોતાની તબીયત પર દિનપ્રતિદિન આઘાત વિશેષ ને વિશેષ થવા માંડયો. બારેક મહિના આમ વિત્યા; પણ સંતતિનાં ચિન્હો લીલાવતીને દેખાણાં નહિ. રામુકાકી મુંઝાણાં અને ધાગાના પ્રયત્નો અદરાણા. હવે તો કોઈ પણ હિસાબે બાળક જોઇએ એ ભાવનાએ રામુકાકીએ આંખ મીંચીને દોડધામ માંડી. મંદિરના બ્રહ્મચારીએ દોરા ઉપરાંત પોતાને દવાનું જ્ઞાન હોવાનું જણાવ્યું અને બહુજ આશા આપી. રામુકાકીને તો ગર્ભ રહે એજ હિસાબ હતો. બ્રહ્મચારીએ દવા કે કથા કરવા નિમિત્તે અવારનવાર ઘેર આવવાનું શરૂ કર્યું. રામુકાકીએ ગણુપતરામને બ્રહ્મચારીની ઓળખાણુ કરાવી. કોણુ જાણે શાથી પણ ગણુપતરામને આ બ્રહ્મચારીનો સંસર્ગ રૂચ્યો નહિ. પણ રામુકાકીએ બ્રહ્મચારીની સજ્જનતાનાં એટલાં બધાં વખાણુ કર્યાં કે ગણુપતરામને મૌન સેવવું પડયું. બ્રહ્મચારી અને યુવાન નવવધૂને વિશેષ એકાન્ત થવા લાગી. ત્રણચાર મહિના આમ પસાર થયા. અને એક સવારે રામુકાકાકીના મોં પર તેજી દેખાણી. હસતાં હસતાં તેમણે ગણુપતરામભાઈને

વધામણી દીધી કે ઘણાં વર્ષની મહેનત ફળી છે અને પ્રભુએ સારો દિવસ દેખાડયો છે. આ ખબર સાંભળી જેટલો હર્ષ થવો જોઈએ એટલો હર્ષ ગણુપતરામના મ્હોં ઉપર ન દેખાણો. રામુકાકીએ તો ઘરમાં, સગાસંબંધીમાં, જ્ઞાતિમાં આ શુભ પ્રસંગની વધાઈ અને ઉજવણી શરૂ કરી દીધી. સહુ સંબંધી ગણુપતરામભાઈને મુબારકબાદી આપવા આવવા લાગ્યા. પ્રભાવતીને પણ ખબર પડતાં તે પણ હરખાતી હરખાતી ગણુપતરામ પાસે આવી હૃદયનો આનંદ મલકાતે મુખડે ઠલવવા માંડી. ધણીનો ચ્હેરો શાંત જોઇ તે બોલી ઉઠી: "આટલે વર્ષે પ્રભુએ સારો અવસર આપ્યો અને આમ શાંત શાના બેઠા છો?" ગણુપતરામે પોતાની તબીયત બરાબર નથી રહેતી કરી પતાવ્યું. થોડા મહિનાના અંતર પછી પુત્રજન્મ થયો અને આખા ઘરમાં ઉલ્લાસ ઉલ્લાસ થઇ રહ્યો. લીલાવતીને આનંદ તો સ્વાભાવિક જ હોય. રામુકાકીનું મગજ આજ તો હાથ રહે તેમ નહોતું. પ્રભાવતી પણ પુર આનંદમાં આવી ગઇ અને ગણુપતરામ પણ ઉલ્લાસમાં દેખાણાં. એકાદ મહિનાનો બાળક થતાં રામુકાકીએ મનહરને ગણુપતરામના ખોળામાં રમાડવા આપ્યો. બાળક રમાડવાની અણઆવડત છતાં આજે ગણુપતરામ હોસમાં મનહરને તેડી હાલાં કરવા લાગ્યા અને આજે પોતાનું જીવન સફળ થયું એમ માનવા લાગ્યા. બાળકને નીરખી નીરખીને તે આત્મસંતોષ અનુભવવા લાગ્યા. મુખડું વારંવાર બારીકાઇથી જોતાં મુખડા પરથી કોઇનો ભાસ આવતો હોય તેમ ખ્યાલ આવ્યો. કપાળનો ઉડાવ, ભ્રમરનો વાંક, આંખનો દેખાવ, નાકનો વળાંક, ગોળમટોળ ચ્હેરો, એકદમ ઉજળો વાન, આ બધાં લક્ષણોએ નવીન આકૃતિ કલ્પનાચિત્રમાં ખડી કરી. આ ચિન્હો નથી પોતામાં કે નથી લીલાવતીમાં, ત્યારે કોને મળે છે? પોતાના પૂર્વજના હશે? એક આન્તરે પૂર્વજના

લક્ષણ વારસામાં ઉતરે છે એમ ડોક્ટર માને છે. આમ જ્યાં કલ્પનાનાં આછાં ઘેરાં ચિત્રો દોરાય છે ત્યાં બ્રહ્મચારી ઘરે સત્સંગ કરાવવા આવી પહોંચ્યાં. રામુકાકી હોંસભર્યા બ્રહ્મચારીને ગણપતરામ પાસે તેડી ગયાં ને બ્રહ્મચારીની શુભ આશિષના ગુણ ગાવા મંડી પડયાં. બ્રહ્મચારીની મૂર્તિ દૃષ્ટિ સમક્ષ ખડી થતાં બ્રહ્મચારી અને બાળકની આકૃતિમાં સંપૂર્ણ સંમેળ થતો હોય એમ ગણપરામને દેખાઇ આવ્યું. એટલે તેમના મગજમાં આખી ઘટનાનું ચિત્ર સમજાઇ ગયું. તેનું હૃદય હવે સ્પષ્ટ હાથ ન રહ્યું. ગણપતરામનું મગજ આજે રામુકાકીનું સાંભળવા તૈયાર ન્હોતું. તે તો બ્રહ્મચારીના મોં સામું જુએ છે અને બાળકના મોં સામું જુએ છે અને તેની દૃષ્ટિ એ બે સ્થળેથી બીજે ક્યાંય ખસી શકતી નથી. રામુકાકી આમ ગણપતરાને આભો જોઇ બોલી ઉઠયાં. "ભાઇ આમ શું કરે છે ? ગુરૂમહારાજ આવ્યા તેને પગે લાગતો નથી ! એના આશિર્વાદથી તો આજે આપણું ઘર ભરાણું અને એકોતેર પેઢી તરી. એવા ગુરૂ મહારાજનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે." ગણપતરામનો આજે મગજ પર કાબુ રહી શકે તેમ ન્હોતો, મનોવેદના રોકી શકાય તેમ ન્હોતી. તે બોલી ઉઠયો : 'રામુકાકી તેંજ સત્યાનાશ વાળ્યું અને આવા બદમાસોના પગ ઘરમાં કરાવ્યા. એના આશિર્વાદથી પુત્ર નથી થયો. પણ એના કાળા કર્મથી પુત્ર થયો છે.' રામુકાકી ભભૂકી ઉઠયાં; "છોકરા બોલતા તો શરમ રાખ. ગુરૂમહારાજને કડવા વેણ કહેવામાં કૃપા ગુમાવી બેસીશ અને બાળક ખોઇ બેસીશ. આવા ખોટા કલંક ચડાવતાં શરમ નથી આવતી ?" ગણપતરામે બાળક રામુકાકીના ખોળામાં ફેંકતા કહ્યું કે "જો હું ખોટું કલંક ચડાવું છું એમ લાગતું હોય તો આ રહી સાબીતી. મનહરનું મોં જો અને બ્રહ્મચારીનું મોં જો. બન્ને સરખાવી જો અને

પછી કયે મ્હોઢે મને કહેવા આવો છો તે હું જોઉં ! મારા પાપનું ફળજ હું ભોગવું છું.” રામુકાકી બન્ને સામે જોતાં, મોઢાનું સરખાપણું જોઇ ઢીલાં પડી ગયાં. આટલી હદે વાત બની હશે એ તેના ખ્યાલમાં નહોતું. ભોળે ભાવે એણે આશીર્વાદમાં શ્રદ્ધા રાખેલ. બ્રહ્મચારી, મામલો હાથથી ગએલ જોઇ, ગુસ્સાનો અવિર્ભાવ કરી ચાલતો થયો અને ધમકી આપતો ગયો કે “જો મારૂં નામ ક્યાંય લીધું છે તો બધી વાત બહાર પાડીશ અને હેરાન કરીશ. ગણુપતરામનું મગજ અસ્થિર થઇ ગયું છે, બલ્કે ગાંડા થઇ ગએલ છે, એટલું મારા મંડળમાં ફક્ત ફેલાવીશ તો પછી તમારી વાત કોઇ માનશે નહિ, અને નાહકના પાયમાલ થઇ જશો.” ગણુપતરામ સ્વસ્થ થતાં, બધી વસ્તુસ્થિતિ સમજ્યો. રામુકાકીના ભોળપણુનો લાભ બ્રહ્મચારીએ લીધો. લીલાવતીની કાચી બુદ્ધિ જોઇ તેને ફોસલાવી પુત્રની લાલચ આપી, ફંદામાં લીધી અને બધો બનાવ બન્યો. રામુકાકી ને લીલાવતી લગભગ નિર્દોષ હતાં. પુત્ર ઝંખનાને કારણે બ્રહ્મચારીની જાળમાં ફસાયાં હતાં. બ્રહ્મચારીની બાજી પૂરી ફળી ન્હોતી, ધનની લાલસા સંતોષાઇ ન્હોતી, ત્યાં આ વાત ફૂટી. ગણુપતરામના જીવને આથી અસહ્ય આઘાત થયો. એની જીવન આશા ભગ્ન થઇ અને મરણપથારીએ પડયો. પ્રભાવતી જે બિચારી આ ઘટના જાણુતી ન્હોતી એ પતિને રાજી કરવા અનેક પ્રયત્નો કરવા લાગી. દવા, માવજત, ધન, સંબંધ કોઇ વસ્તુ આજે ગણુપતરામની વ્યગ્રતા મટાડી તબીઅત સુધારી શકે તેમ ન્હોતી. પ્રભાવતીએ એક સવારે વિચાર્યું કે પુત્રને જોઇને પિતાનો આત્મા સંતોષાશે અને તબીઅત સુધારા પર આવશે. તેથી મનહરને છાનોમાનો ઉંચકી લાવી ગણુપતરામની પથારીમાં મુકી, બોલતાં બોલતાં રડી પડી કે ‘આ મનહર પર નજર કરી જીવ શાંત કરો. પ્રભુ તબીઅત સુધારશે.’ ગણુપતરામ આ ભોળી

બાઇના નિર્મળ આત્માનું તેજ સહન કરી ન શકયો. તે રડી પડયો અને બોલ્યો કે, " પ્રભા મેં તને થોડીક બાબતથી અજ્ઞાન રાખી છે અને હંમેશ માટે અજ્ઞાન રાખીશ. આજે હું પુરૂષની સ્વાર્થવૃત્તિ અને સામાજીક રચનાની વેદી પર આત્મભોગ આપવા તૈયાર થયો છું. મને હવે કોઇ રોકી શકે તેમ નથી. પુરૂષ અને અને સ્ત્રી બન્ને સંતતિ માટે ઇચ્છા ધરાવે, તેમાંએ સ્ત્રીને સંતતિ માટે વિશેષ ઝંખના છતાં સમાજ પુરૂષને સંતતિ માટે બીજી સ્ત્રીનો અધિકાર આપી શકે અને સ્ત્રીને ન આપે. સંતતિ ન થાય તો પુરૂષ કે સ્ત્રી બેમાંથી એક અથવા બન્નેમાં દોષ હોવાનું સંભવિત ગણાય, છતાં આધુનિક સમાજ કે વિજ્ઞાને સ્ત્રીઓ પર જાત જાતનાં બંધનો, અખતરા કે પ્રયોગ કરવાનું બતાવ્યું. પુરૂષ માટે કાંઇ નહિં. વ્રતો, બાધા અને દવા આપતાં ન ધરાણા તેં તારા પર ઓપરેશન કરાવ્યું. આ બધું બન્યું ત્યારે હું જાણતો હતો કે મારામાં શક્તિ નથી અને ઘણું કરીને હુંજ સંતતિ અભાવના મુખ્ય કારણરૂપ છું. તું સમજી ન શકી, મ્હારાથી બહાર વાત થઇ ન શકે, ધર્મ કે વિજ્ઞાન કંઇ તેનો માર્ગ ન બતાવે. ડોકટરો પાસે ઇલાજ નહિ. આમ જાણતા છતાં વિદ્વાન ગણાતા એવા મેં તારા પર ઓપરેશન કરાવ્યું, ઓપરેશને તને મહાન આઘાત આપ્યો. મેં મહાન પાપ કર્યું. ડોકટરે એટલું પણ મને ન પુછ્યું કે મારામાં કાંઈ દોષ છે ? અને તારા પર ઓપરેશન કરી નાખ્યું. મારા પાસે ફરી લગ્ન કરાવ્યા. પણ મને પુત્ર ન સંભવે એ હું જાણતો હતો, છતાં પુત્ર લોભમાં હશે, એમ માન્યું. પણ જ્યારે કુદરતે પોકારીને પાપ બતાવ્યું ત્યારે બધું સત્ય સમજ્યો. પ્રભા, તારા પર મેં જુલ્મ કર્યો છે. પ્હેલો પુત્ર મર્યો તે મારી ભુલે. જાણ્યા છતાં ત્હારા પર ઓપરેશન

કરાવ્યું. ઓપરેશનનું નક્કી કરતી વેળાની તારી મનોવ્યથાની મેં દરકાર ન કરી. ઓપરેશન કોનું કરવું જોઇતું હતું ? તારૂં કે મારૂં ? પ્રભુ આ મારૂં પાપ કદી માફ નહિં કરે. પ્રભુ હું જાઉં છું. મને માફ કરજે." પ્રભાવતી રડી પડી ને બોલી, "નાથ, એવા વિચાર ન કરો. મારા પર તો ડૉક્ટરે નાનું ઓપરેશન મને પૂછીને, સમજાવીને કર્યું ને તેનો ઘા તો આઠ દસ દિવસે રૂઝાણો; પણ તમારા પર તો સામાજિક જીવને જીવલેણ ઓપરેશન કર્યું છે. તમારો ભોગ લેવા પણ તૈયાર થએલ છે." ગણપતરામની આંખમાં કોઇ જુદું જ નૂર ઉભરાયું: અને તે ફાટી આંખે પ્રભા સામું જોઈ રહ્યા. હૃદયના ઉંડાણમાંથી નાદના તરંગો મુખ વાટે વાટે વ્હેતા હોય એમ લાગ્યું. "**પ્રભા, તું દેવી છો. ત્હારી વાત સત્ય છે. ત્હારા પર શસ્ત્રકીય ઓપરેશન થયું. મારા પર સામાજિક ઓપરેશન થયું.**" પણ આ બધાના કારણરૂપ પુરૂષોચિત સ્વાર્થવૃત્તિનું શું ? અને ગણપતરામનો અવાજ વિરમ્યો. "હે પ્રભુ હવે હું શું કરૂં !" એમ બોલતાં બોલતાં પ્રભાવતી ગણપતરામના મૂર્છિત બનેલા દેહ પર ઢળી પડી

"અધડી મોજ"
(દીપોત્સવી અંક)

# આપાભાઇનું "એપેન્ડીક્સ"



મણીપુરથી દશ કોશ દુર દરબાર આપાભાઇનું ગામ હતું. નાના દરબાર એટલે કાયાની લેણાદેણી ભારે; પણ તદન બેઠાડુ અને નિશ્ચિંત જીવન વીતાવતા અને ખાવાપીવાની અનિયમિતતા અને અતિરેક થતાં શરીરમાં ચરબી વિશેષ પ્રમાણમાં જમા થવા માંડી અને શરીર ફુલવા માંડયું. સાડત્રીસ વરસની વય સુધી દવાનું ટીપું સરખુંયે લેવું નહિ પડેલ; તેથી જ્યારે જ્યારે દરબાર મણી-પુરમાં પધારે અને દરબારગઢમાં કસુંબાની ધૂનમાં વાત નીકળે ત્યારે આપાભાઈ ગર્વભર્યા અવાજે, મલકાતા મલકાતા, મૂછે તાવ દઇને બોલી ઉઠતા કે આ ત્રાંબા જેવી કાયાને દર્દ પણ ન અડી શકે. એ વખતે મણીપુરના ઠાકોર, જે જરા સુધરેલા જમાનાના મનાતા, તેઓ મજાકમાં કહેતા કે "ભાઇ, આપા! ગરવ ન કરીએ! મોટાને તો મોટાં દર્દ થતાંયે વાર ન લાગે. રાવણ સરખાનો ગરવ પણ

નથી ટક્યો. 'એપેન્ડીક્સ' રોગનું નામ સાંભળ્યું છે? બ્રિટીશ સરકારના રાજા અને આપણા મહાત્મા મોહનદાસ ગાંધીને પણ એ દર્દ થઇ આવ્યું હતું; તો આપણે કોણ ગુંજાશમાં!" આવા અનેક વાર્તાવિનોદ અવારનવાર થતા.

થોડા સમય પછી દરબાર આપાભાઇને પેટમાં કાંઇક થવા માંડયું. મણીપુરના દરબારગઢમાં થયેલી વાતો યાદ આવવા માંડી અને હીંમત હરાવા માંડી એટલે કામદારને બોલાવ્યા અને કહ્યું કે. "ભા, મણીપુરથી કોઇ સારા ડાકટરને બોલાવો. જલદી કરો. જોઇએ તો જાતે જઇ સારા ડોકટરને સાથે તેડતા આવો."

કામદાર જાતે મણીપુર ગયા અને સારી ડીગ્રીવાળા ડોકટરની તપાસ કરતાં થોડા સમય ઉપર એમ. બી. બી. એસ. થયેલાં વરવહુની જોડી ગામમાં પ્રેકટીસ કરવા આવેલ તેનો ખબર મળી. ડોકટર રસિકલાલ મૂળ ધંધુકાના વણિક કોમના હતા; પરંતુ કોલેજમાં પોતાના વર્ગની સુશીલા નામની એક દક્ષિણી વિદ્યાર્થિની સાથે સ્નેહ જામવાથી અભ્યાસ પૂરો થતાં તેની સાથે લગ્ન કર્યાં હતાં. આમ આ બન્ને જણ ડોકટર તરીકે પ્રેકટીસ કરતાં હતાં. કામદારને તેમની કોમ સાથે કાંઈ કામ નહોતું. ડો. રસિકલાલ અને સુશીલા બંને ચાલાક, હસમુખા, મળતાવડા અને દેખાવડા લાગતા. કામદારે ડોકટર રસિકલાલને પસંદ કર્યાં. રસ્તામાં તેણે ડોકટરને ભલામણ કરી કે જુઓ ડોકટર સાહેબ, આ દરબારનું કામ છે. દરબાર સાહેબને રાજી રાખવા ખૂબ ખૂબ તપાસજો અને ઘણીજ કાળજી રાખો છો એમ દરેક બાબતમાં બતાવજો.

કામદારની સૂચના ધ્યાનમાં રાખી ડોકટરે દરબાર સાહેબને એકાદ કલાક સુધી નજરે, હાથે, ટકોરે, નળીએ તપાસ્યા. પેટ,

છાતી, માથું, આંખ, જીભ, નાક, કાન, આગળ, પાછળ, પડખે ફેરવી ફેરવીને તપાસ્યા અને પછી ખુરસી પર બેસી ગંભીર ચ્હેરે કહ્યું કે, દરબાર સાહેબ ચિંતા કરવા જેવું કાંઈ નથી. પેટમાં ભાર થવાથી જરા અપચો થયો છે. એક બે દિવસમાં સારૂં થઇ જશે. દવા આપું છું.

આમ કહી ડોકટર ઉતારે ગયા. તેમના જવા પછી દરબારે કામદારને બોલાવીને કહ્યું કે ડોકટર છે તો મહેનતુ અને સારો, પણ મારા જેવા મોટા માણસના દર્દની તે બિચારાને સમજ ન પડે. માટે તે ડોકટર તો ભલે રહ્યા, પણ તેમને કહો મુંબઈથી કોઈ મોટા ડોકટરને તાર કરીને બોલાવે. કામદાર ! મોટા માણસનાં દરદ મોટાં એટલે ડોકટર પણ મોટા જોઇએ. કેમ ખરૂં ને ! કામદારે તો દરબારના શબ્દમાં સાથ પૂરાવ્યો. મનમાં તો તે સારી પેઠે સમજતો હતો કે દરબાર મોટા, શરીરે મોટા પણ બુદ્ધિના સાવ ખોટા. પણ સાથે મનનું સમાધાન કર્યું કે જો એમ ન હોત તો પાંચ પચીસની નોકરીમાં લાખો રૂપિયા કયાંથી રળાત? એટલે તેણે 'જી બાપુ' કહી મુંબઈથી મોટો ડોકટર બોલાવવાની ગોઠવણ કરવા જવા વિદાય લીધી.

તેમણે જઇને ડો. રસિકલાલને વાત કરી ત્યારે દરબારની રીતભાતથી અજાણ્યા ભોળા ડોકટરે કહ્યું કે નકામું નકામું ખર્ચ શા માટે કરો છે ? માત્ર અપચા સિવાય કાંઇ નથી અને ખાત્રી આપું છું કે, બે ત્રણ દિવસમાં દવાથી આરામ આવી જશે. કામદારે તેમને સમજાવ્યું કે, દરબારની વાતો તમે ન સમજો. અહિં તો દરબાર સાહેબ કહે તેમ કરીએ; અને તમારૂં શું જાય છે ? તમને ફી મળી શકશે. અહીં રહો અને ખાઇ પીને મોજ કરો. મણીપુરનું કાંઇ કામકાજ હોય તો મોટરમાં જઇને પતાવી આવજો. જોઇએ

તો સહકુટુંબ અહીં આવીને રહો. તમારાં વહુ પણ ડોક્ટર છે અને તે અહીં આવીને રહેશે તો રાણીવાસમાં કાંઇ કામ જરૂર નીકળશે. માટે મુંબઇથી કોઇ મોટા ડોક્ટરને તાર કરીને બોલાવો. ડૉ. રસિકલાલે તો મુંબઇ ડૉ. વામન ત્રિપુરારીને તાર કરી રોજના હજાર રૂપિયાની ફીથી બોલાવ્યા.

બીજે દિવસે ડૉ. ત્રિપુરારી આવી પહોંચ્યા. તેમણે પણ દરબાર સાહેબને બહુજ ઝીણવટથી તપાસ્યા અને કહ્યું કે દરબાર સાહેબ! આપ તો બહુજ નશીબદાર છો. દરદ નજીવું છે. ફક્ત અપચો જ છે. બે ચાર દિવસમાં સારૂં થઇ જશે. મોટાનાં નશીબ ખરેખર મોટાંજ હોય છે. એમ કહી તેમણે દવા લખી આપી અને ડૉ. રસિકલાલને કેટલીક સુચનાઓ આપી અને ઉતારે ગયા.

દરબાર સાહેબને આ ડોક્ટરની ચિકિત્સાથી પણ સંતોષ ન થયો. ગર્વભર્યા હાસ્ય સાથે તેમણે કામદાર સામું જોયું અને કહ્યું કે આ ડોક્ટરો વેદીઆ તો ખરા. જુઓ! આપણને કહે છે મોટા માણસ અને દર્દ નજીવું કહે છે. એટલી પણ તેમને સમજ નથી કે મોટાં માણસનાં દર્દ પણ મોટાં હોવા જોઇએ. પોતાને મોટાઇ મળે તે નશીબ કે મોટાઇ ન મળે તેમાં નશીબ? મુંબઇ-વાળાઓમાં આપણા દેશ જેવી હુશિયારી તો નહિ હો? ઠીક કામદાર એમને ફી આપી રવાના કરો અને નાના ડોક્ટરને બોલાવો. હુંજ તેમને એક મોટા ડોક્ટરનું નામ મને ખબર છે તે આપું ને તેને બોલાવવા ગોઠવણ કરીએ.

કામદારે તો દરબાર સાહેબની સૂચનાનો અમલ કર્યો અને નાના ડોક્ટર હાજર થયા. દરબારે તેમને મુંબઇથી ડૉ. ડીંગપ્રસાદ વિહારીને તાર કરી બોલાવવા કહ્યું. નાના ડોક્ટર તો દરબાર સાહેબ

સામું મ્હોં વકાસી જ રહ્યા. તેમણે એવા કોઈ મોટા ડૉકટર હોવાનું સાંભળ્યું પણ નહોતું. દરબાર તેમની મુંઝવણ કળી ગયા. "ડૉકટર, મોટાની વાત તો મોટાજ જાણે. થોડા દિવસ પહેલાંજ એ ડૉકટર વિલાયતથી પાસ થઇ આવ્યાનું છાપામાં આવ્યું અને તેનો ફોટો પણ છાપામાં છપાયો હતો. પૂછો કામદારને! માટે છાપામાંથી શીરનામું શોધી કાઢો અને તેમને તાર કરીને બોલાવો."

આખરે કામદાર નાના ડૉકટરની વ્હારે ધાયા. ગોઠવણ કરવાનું કહી તે નાના ડૉકટર સાથે દરબારમાંથી નીકળ્યા અને મુંબઇમાં તેમના કોઇ સગા ઉપર તાર કરી દરબાર સાહેબે કહેલા નામના ડૉકટરને શોધી મોકલવા જણાવ્યું.

ડૉકટર ઢીંગપ્રસાદ પોતાની સામગ્રીઓ અને સાથે એક નર્સને પણ લેતા આવ્યા. ભારે દમામથી દરબાર સાહેબના પલંગ પાસે ઉભા. ચારેગમથી તપાસ તપાસ કરી નાખી. આખું વાતાવરણ તપાસનુંજ કરી મૂકયું અને છેવટે બહુજ ગંભીરતાથી બોલ્યા. દરબાર સાહેબ! ઘણુંજ ગંભીર–મહા દર્દ છે. આ તો એપેન્ડીકસ છે. મોટાં માણસનેજ આવાં દર્દ થાય. જો મને બોલાવવામાં એકાદ દિવસ મોડું થયું હોત તો કાંઇ ઇલાજ ન ચાલત. સારૂં થયું કે ઓપરેશનનો સામાન અને એક નર્સ સાથે લેતો આવ્યો છું. બીજી કોઇ નર્સની અહીંની ગોઠવણ કરીશું. ચાલો, હું ઓપરેશનની તૈયારી કરૂં છું. આમ કહી તે ઓપરેશનની તૈયારી કરવા બહાર ગયા.

દરબાર તો ખુશ ખુશ થઇ ગયા અને કામદારને કહ્યું કે, ડૉકટર તો ભાળો ચબળાક છે. કેવું દર્દ પારખ્યું? હું નહોતો કહેતો કે હુશિયાર ડૉકટર વિના આવાં દર્દમાં બીજા કોઇની ચાંચ

પણ ન ડુબે. પણ કામદાર! હું ઓપરેશનના નામથી ડરૂં છું. આપણે કાંઈ ભૂલ તો નથી કરતા? આપણે એક વધુ ચોકસી કરી લઈએ. તમે બે ચીઠ્ઠીઓ તૈયાર કરો. એકમાં લખો 'એપેન્ડીક્સ' અને બીજીમાં લખો "અપચો"; પછી આ બે ચીઠ્ઠીઓમાંથી એક આપણી કુંવરી ગંગાબા ઉપાડે અને તે ચીઠ્ઠીમાં જે નીકળે તે દર્દ સાચું; એટલે ગંગાબાએ ચીઠ્ઠી ઉપાડી અને તેમાં એપેન્ડીક્સ નીકળ્યું, એટલે દરબાર સાહેબની બધી શંકા દૂર થઇ ગઇ. અને ઓપરેશન કરાવવા તત્પર થયા.

ડા. વિહારી સાથે આવેલી નર્સ તે ખરી નર્સ નહોતી; તે તો તેની સેક્રેટરી હતી. અને ટાઇપીસ્ટનું કામ જરૂર પડયે કરતી. અને નર્સ જેવાં કપડાંની એક જોડ પાસે રાખતી કે જેથી કોઇ કેસમાં બીજી ખરી નર્સની જોડે જોડે તેને ગોઠવી શકાય. પણ અહીં તો બીજી સારી નર્સ મળવાની મુશ્કેલી હતી અને સારી નર્સ વિના તેની સેક્રેટરી નર્સ તરીકે ચાલી શકે તેમ નહોતું; એટલે ડોકટર વિહારી મુંઝવણમાં પડયા. પણ તેમણે દમમાં ને દમમાં કામદારને બીજી એક નર્સની તાકીદે ગોઠવણ કરવા કહ્યું. તે ગામમાં—મણીપુરમાં પણ કોઇ એવી નર્સ નહોતી. એટલે કામદાર પણ મુંઝાયા. પરંતુ તેમણે તરત રસ્તો શોધી કાઢયો અને ડોકટર રસિકલાલને કહ્યું કે તમારાં વાઇફ ડોકટર છે તો નર્સનું કામ તો સહેલાઈથી પતાવી દેશે. પોતાની એમ. બી. બી. એસ. થયેલી પત્ની સાધારણ નર્સ તરીકે કામ કરે એ ડોકટર રસિકલાલને રૂચ્યું તો નહિ પણ સ્વભાવે ઢીલો માણસ એટલે કામદારનો બોલ રાખવો પડયો.

ડા. ડીંગપ્રસાદે ઓપરેશન કર્યું; તેની સાથેની નર્સ તો ડોકટર સાથે ગપ્પાં મારવામાં કે ઉંઘવામાં વખત વિતાવતી; એટલે

નર્સીંગના કામનો બધો બોજો ડો. સુશીલા પર આવી પડયો. ઓપરેશન પછી બીજે દિવસે દરબાર સાહેબની તબીયત વધારે નરમ થઈ. તાવ, ઉધરસ, દુઃખાવો વિગેરે થઇ આવ્યું. બે એક દિવસ એમ ને એમ પીડામાં વીત્યા. સારે પેટે ઓપરેશન થતાં ઓપરેશન પછીના વ્યાંધિઓ થયા અને દરબાર સાહેબ સાચેજ મોટી માંદગીમે બિછાને પડયા. પેટ ચોળીને–નહિ નહિ પેટ ખોલીને હાથે કરીને પીડા ઉભી કરી. ડો. વિહારી રોજ સવારે દરબાર સાહેબને તપાસે અને સંતોષકારક સુધારો થતો આવે છે એમ કહ્યા કરે, પરંતુ વસ્તુસ્થીતી ઉલટીજ હતી. આખરે ચોથે દિવસે તેમણે મુંબઈથી એક અગત્યના કેસ માટે ,અરંજટ તાર મંગાવી તે બતાવી રજા માગી. દરબાર સાહેબ હવે તો સાચેજ માંદા હતા એટલે તેમની મરજી ડોકટરને જવા દેવાની નહોતી; પરંતુ ડો. વિહારી મહા ચબરાક હતા. તેમણે કહ્યું કે હવે તો તબીયત તદન સુધારા પર છે અને તમારા ડોકટર હવે ચલાવી શકશે. હવે નર્સ પણ એક બસ છે.

આમ બધું સમજાવી પતાવી ડોકટર વિહારી જવા તૈયાર થયા એટલે દરબાર સાહેબે તેમને ફી માટે પૂછ્યું. એટલે તેમણે કહ્યું કે સાહેબ, આપ તો મોટા માણસ રહ્યા ! આપનું બીલ મારાથી કેમ કરાય ? સાધારણ માણસ હોય તો આટલા કામ માટે મારૂં બીલ ૧૫૦૦૦) થાય અને નર્સના રૂા. ૧૫૦૦) થાય. પણ આપ તો મોટા માણસ રહ્યા ! આપની તો વાતજ જુદી. તેમાંયે ઓપ-રેશનથી આપને નવું જીવતર મળ્યું. આપનું બીલ હું ન કરી શકું. આ પ્રમાણે કહી ડોકટર તો જવાની તૈયારી કરવા પોતાને ઉતારે ગયા.

દરબારે કામદારને બોલાવી કહ્યું જોયું કામદાર! કેટલો

મોટો ડોક્ટર! આવડો મોટી ફી છતાં આપણને મોટા માણસ ગણી ફીનું નામ પણ ન પાડ્યું. નર્સ પણ પહેલેથી સમજીને સાથે લાવ્યો હતો. નર્યો દેવના દીકરા જેવો લાગે છે. કામદાર એ નામ ન પાડે; પણ આપણે ક્યાં ઓછા છીએ! તેમને રૂા. ૨૫૦૦૦) રોકડા આપો. એ આવ્યા તો હું બચ્યો. એના પણ ઓશિંગણ આપણે ઓછા નથી થયા. ડાક્ટર સાહેબને ભેટમાં સોનાનું ઘડીયાળ આપો. અને નર્સ પણ માળી ભારી ચબરાક છે- ડાક્ટર સાહેબને આખી રાત દર્દનું ગોટ પીટ કરી સમજાવ્યા જ કરે. ઓલી દેશી નર્સ તો મજુરી જ કરી જાણે છે. બોલાતાં તો આવડતું નથી. ડાક્ટર સાહેબની નર્સને રૂા. ૨૦૦૦ રોકડા અને ઇનામમાં મોતીની કંઠી આપજો.

આ બધું લઇને ડાક્ટર વિહારી તો વીદાય થઇ ગયા અને ડોક્ટર રસિકલાલને માથે ધર્મસંકટ આવી પડ્યું. દરબારની તબીયત મધ્ય દરીએ મૂકીને મોટા ડોક્ટર તો છૂટી ગયા. હવે પોતે શું કરવું? આખરે બન્ને ધણીધણીયાણીએ મહિનો સુધી મહેનત કરીને દરબાર સાહેબને પથારીમાંથી બેઠા કર્યા. તેમને ફી બીનું કાંઇએ પૂછ્યું યે નહિ અને કામદારે કહ્યું કે તમે મણીપુરથી તમારૂં બીલ મોકલી આપજો.

ડો. રસિકલાલે મણીપુરથી બીલ મોકલ્યું. પોતાના મહિનાની મહેનતના તેમણે માત્ર રૂા. ૩૦૦) લખેલા અને તેમના પત્નીને તો દરબાર સાહેબ આપે તે ખરૂં એમ જણાવેલું. મહિનો વીતી ગયો પણ તેમનું બીલ ન મળ્યું. તેમણે યાદ દેવરાવ્યું, તો પણ કાંઈ દાદ ન મળી. ત્રીજે મહિને ફરીથી લખ્યું ત્યારે દરબાર સાહેબે કામદાર પાસેથી બીલ જોઇને કહ્યું કે આમ સામટું બીલ ન હોય.

વિગતવાર બીલ મંગાવો. આખરે વિગતવાર બીલ આવ્યું અને તેને માટે બે બે યાદીઓ મોકલી ત્યારે દરબારે કામદારને કહ્યું; જુઓ ને કામદાર! સુશીલા બાઈ તો ડોકટર સાહેબની વહુ રહ્યાં એટલે તો આપણા ઘરના માણસ જેવાં ગણાય. એમનું કાંઈ બીલ થોડું જ હોય! તેમને અથાણું પાપડ મોકલજો અને ડોકટર સાહેબના પણ ત્રણસો બહુ કહેવાય, અઢીસોથી પતાવજો. સાળો ઘરનો થઈને ચીરે છે! આ તો ઠીક છે કે આપણે ખમતલ છીએ, નહિ તો આખો પોખો લો. મરીજ જાય!

આમ જેમ અવનીની આદિ અનાદિની વાતો અગમ્ય છે તેમ એપેન્ડીકસનું આખું પુરાણ પણ અગમ્ય છે.

# નાહકનું વૈદું



"બબ્બે રત્ન જેવા તો દીકરા ખોયા અને હજી મારૂં કહ્યું ધ્યાનમાં લેતા નથી. તો આપણાં નસીબજ વાંકાં દેખાય છે." આટલું બોલી સુશીલાએ હૃદયનો ભાર અશ્રુદ્વારા હળવો કરવા માંડયો.

પુસ્તક વાંચવું કોરે મૂકી અજબરાય અકળાતા બોલ્યા—"આ સવારમાં શું માડયું છે? તને છોકરા વ્હાલા અને મને શું અકારા છે? આયુષ્ય ન હોય, તેમાં આપણો શું ઉપાય ચાલે? આજ પરોઢીઆના ચાર વાગ્યાથી તો બાબાને શી દવા આપવી તે શોધી રહ્યો છું. બીજું શું કરીએ?" સ્વસ્થ બનતી સુશીલા જરા હીંમત કરી બોલી; "તમને અકારા છે એમ કહું છું કે, બાબાને ડોકટરને બતાવો ને તે કહે તેમ કરો."

અજબરાયને આ વાત રૂચે તેમ ન હોતી; તે બોલી ઉઠયા– " હું કરૂં છું તે કાંઇ ખોટું છે ? ગામ માંદું પડે તો અજબરાયને પૂછે ને અજબરાયના છોકરા માટે ડાકટર ? સ્ત્રીઓને જ્ઞાનની કદર ક્યાંથી હોય ?"

સુશીલાથી હવે રહી શકાયું નહિ. અશ્રુધારાએ ડૂસકાનું સ્વરૂપ પકડયું, "ઘરના માણસની દવા તો ડોકટરો પોતે પણ નથી કરતા–ઘરમાં તે અખતરા કરવાના હોય ? જીંદગીભર ડોકટરૂં ને ડોકટરૂં કરનારા કહે તે ખોટું ને તમે બે ચાર કલાકમાં ચોપડીમાં જોઇને કહો તે સાચું. હું તો સાચુંજ કહીશ–મારો આત્મા અંદરથી કકળી ઉઠે છે. સુધીરને હડકવાનાં ઇન્જેકશન ડોકટરના કહેવા મુજબ આપ્યાં હોત તો હડકવા થવાજ ન પામત–ને સુમનને માતા કઢાવવામાં પણ તમારી ચોપડીઓજ આડી આવી ને બિચારો શિતળાનો ભોગ થઇ પડયો. હવે તો મારી ધીરજ નથી રહેતી. રમેશ માટે તો સલાહ કોઇ હુશિયાર ડોકટરનીજ લ્યો; તોજ મારા આત્માને શાંતિ થાય."

અજબરાયને હૃદયના ઉંડાણમાં ક્ષણભર તો સુશીલાના કહેવામાં સત્ય ભાસ્યું; પણ તેની છેવટની સૂચનામાં ડોકટરની વાત આવતાં છંછેડાઇ ઉઠયા, "લક્ષ્મી અર્થેજ જ્ઞાન વેચતા ડોકટરો સારા અને પરોપકાર અર્થેજ વાપરનાર હું ભુંડો ? ઘરના માણસ થયા એટલે કીંમતજ નહિં ? તું ડાહી છે તો તુંજ છોકરાને સંભાળ. મને પૂછવાની જરૂર નથી. હું મારા હાથ ખંખેરી નાખું છું."

સુશીલા આ જવાબ માટે તૈયાર ન્હોતી. તેનું સ્ત્રી સુલભ કોમળ હૃદય હવે હાથમાં ન રહ્યું. અને ડુસકાં ભરતાં ભરતાં બબડવા માંડયું, "આપણા ગ્રહજ વાંકા બેઠા છે. બધું આડુંજ

ઉતરે છે. આ નાહકનું વૈદું તમને ગળે વળગતાં દુઃખી દુઃખી થઈ ગયા—બે ત્રણ સારાં ટ્યુશન હતાં તે પણ ગયાં.

"એટલી આવક ઘટી અને પરમાર્થ કરવા જતાં ગામને ફોગટની દવા આપવામાં મહિને દશ પંદરનો ટોટો આવે તે જુદો. ઘરખર્ચમાં કેટલી મુશ્કેલી છે તે મારો પ્રભુ જાણે છે.

"નિશાળેથી છુટયા એટલે તરતજ કાં પુસ્તક, કાં દર્દી કે દવા બનાવવામાં, એક મિનિટ બેંગાં છોકરાં, ઘર સામું જોવાની ફુરસદજ નહિ. આવું નાહકનું વૈદુ વ્હોરવાનું મન તમને શાનું થયું?"

અજબરાયની શાંતિ તૂટી, "શું નાહકનું વૈદું? નાહકનું કેમ કહી શકાય?"

સુશીલા—"હા એક નહિ પણ દશ વખત નાહકનું વૈદું. જ્યાં બધું જવા બેઠું છે ત્યાં હવે મને સાચું કહેવામાં ડર નથી. બબ્બે દીકરા ગયા, ધણીનો પ્રેમ ગયો, પૈસેટકે પાયમાલ થયા; અને લાભમાં શું મળ્યું તે તમોજ કહો! આવા વિના કારણના વ્યવસાય તો તમારા વિના કોઇ ન વ્હોરે." તેણે રડતી રડતી ઉઠી ખાટલા પર પડતું મુકયું.

અજબરાયની મનોદશા કઇ દિશામાં વિહરતી તે સમજી શકી નહિ. મૂઢ માફક ટગર ટગર જોયા કર્યા સિવાય શું કરવું તેની તેને સુઝ પડી નહિ.

પતિપત્ની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો તેટલામાં અજબરાય માસ્તર ઘરમાં છે? એમ પૂછતાં ત્ર્યંબકરાય ત્રિવેદીઆ દાખલ થયા. અજબરાયે સ્વસ્થ થઇ ત્ર્યંબકરાયને અંદર બોલાવ્યા, ત્ર્યંબકરાયના સાળાની ફઇજીની તબીયત બરાબર ન હોવાથી જોવા

માટે અજબરાયને ઘર તેડી જવાને ત્ર્યંબકરાય આવ્યા હતા. ઘનુ ફઇ મરજાદી હોવાથી પંચાશી વર્ષે પવિત્ર દેહ વટલાવવા ન માંગતાં હોવાથી, અજબરાય માસ્તર ના કહી ન શક્યા અને "દશ મીની-ટમાં આવું છું"-એમ આશ્વાસન આપી ત્ર્યંબકરાય સાથે જવા નીકળ્યા.

(૨)

માણસ જાતને જાત જાતની ધુન લાગે છે. ધુનમાં અનેકવાર ધ્યેય પણ હોય છે, તો કેટલીક વાર ધુનના ધ્યેય, ગુણદોષ કે લાભાલાભની કંઈ સમજણ પડતી નથી. મી. અજબરાય અવેટીયા રાજનગર હાઇસ્કુલમાં સંસ્કૃતના શિક્ષક તરીકે ઠીક પંકાએલા હતા. નાની ઉમરમાં લગ્ન થએલ. તેથી આજ એમની ત્રીસ વર્ષની ઉમરે સાત બાળબચ્ચાંનો પરિવાર હતો. હાઇસ્કુલમાં રૂા. પચાસનો પગાર ને વીસેક રૂપિયા બે ટયુશનમાંથી એમ રૂપિયા સીત્તેરમાં ઘરખર્ચ માંડ માંડ પૂરો થતો. તેમાં નાનાં નાનાં બચ્ચાં એટલે ઘરમાં માંદગી અવારનવાર ચાલુજ હોય. પાશ્ચાત્ય પ્રગતિમાં ભલે બધું સુખ હોય પણ એક વાત તો જરા ઉંધી થઇ ગઇ છે. પરમાર્થ ભાવે હિંદમાં વૈદ્યો સર્વ લોકનાં દર્દો ટાળતા ત્યાં આજે ડોકટરો હાલતાં ચાલતાં પૈસાની જ વાત કરે. અજબરાય માસ્તર આ ખર્ચને પહોંચી વળવા તદ્દન અસમર્થ હતા. તેમનાં પત્ની એકાદ બાળકની જરા તબીયત બગડી તો તુરત જ બરાબર સારવાર દવા કરાવવા આગ્રહ કરતાં. અજબરાય માસ્તર બજેટની વાત પોતાની પત્નીને સમજાવતાં સંકોચ પામતા અને ડોકટરનું બીલ દર મહિને મુંઝવ્યા કરતું. પાડોશમાં એક વૈદ્યરાજ રહેતા હતા. સ્વભાવે ભલા અને દેખીતા સાદા માણસ હતા. પાડોશી ધર્મે તબીયતના ખબર અવારનવાર પૂછતા. એક દિવસ ડોકટરના

બીલના ઉઘરાણીવાળા સાથે બીલની પતાવટની રકઝક કરતા હતા. ડોકટરનો કમ્પાઉન્ડર પણ આ બીલ વસુલ કરતાં કંટાળેલો તે જેમતેમ બોલી ગયો. અજબરાય પણ ગુસ્સે થઇ ગયા. કમ્પાઉન્ડરના શબ્દનો ગુસ્સો ડોક્ટર પર ઉતર્યો. આ વેળાએ વૈદ્યરાજ બહાર જતા હતા. તેણે પૂછ્યું, 'અજબરાય કેમ બધા મજામાં છે ને?' અજબરાય ગુસ્સામા હતા ત્યાં વૈદ્યરાજને જોતાં તેના મનમાં આવ્યું; શા માટે એ ડોકટરની દવા કરવી? વૈદ્યરાજની દવા કરશું; કેટલો ભલો માણસ છે; પાડોશી છે. તે વીઝીટ ફી તો બચશે અને દવાના પૈસા પણ ઠીક પડશે. વળી સ્વદેશીને ઉતેજન કહેવાશે; એટલે તે દિવસથી વૈદને પકડયા. પરંતુ તેમનું પણ બીલ મહિને આઠ દશ રૂપિયાથી ઓછું થાય નહિ, અને આટલી રકમ પણ અજબરાયને ભારે પડતી. છેવટે વૈદું હાથે શીખવાનો જ વિચાર કર્યો. ઘરવૈદું, સાદાં ઓસડ, આર્યભિષક, ફેમીલી ડાકટરોનાં પુસ્તક લાયબ્રેરીમાંથી લઈ આવ્યા—વૈદક તો સાવ સ્હેલું દેખાયું. દવા પણ અંદર રામબાણ મળી આવી. અને હવેથી ઘરમાં કોઇ સીક પડે તો આ ચોપડીના નુસકા પ્રમાણે દવા આપવાનું શરૂ કર્યું. કેટલીક દવા તો ઝંડુ ફાર્મસી વગેરેમાંથી આવતી; પણ ગાંધીઓને ત્યાંથી દવા સાચી આવતી કે નહિ તેનો સંશય રહી જતો, જેથી પુટપાક સબરસ ઉકાળા વગેરે ઘેર તૈયાર કરવા પણ રજામાં પ્રયત્ન ને મહેનત કરવા લાગ્યા. આમ દેશી ઔષધમાં રસ પડતાં આડોશી પાડોશીને ત્યાં પણ જરા મંદવાદની ખબર પડતાં મળવા પ્હોંચી જતા અને જરા પણ પ્રસંગ મળતાં દેશી ઔષધીની સલાહ આપતા ને ઘણી વખત પોતાને ઘેરથીજ દવા મોકલતા. પોતાથી પૈસા તો મંગાય નહિ અને છ મહિને ગાંધી તથા ફાર્મસી વગેરેનું ખર્ચ પચાસ સાઠ રૂપિયા તો થઇ ગયું; જો કે ઘરમાં ચોસઠ પુટી સો પુટી ચાર છ

સારી સારી દવાઓ બનેલી પડી હતી. પણ તેના પૈસા તો ન ઉપજે. કેટલીક જગ્યાએ દેશી દવાની સલાહ આપવા જાય ત્યાં કોઇ એમ પણ બોલી જાય કે, અંગ્રેજી આટલું ભણેલા વિદ્વાન આમ દેશી દવા સારૂ શું ભલામણ કરી રહ્યા છો ? માસ્તરને મન થયું કે, દેશી વાંચ્યું તેમ ચાલને અંગ્રેજી પણ વાંચી નાખું- એટલે એ સંબંધી પુસ્તકો મેડીકલ કોલેજના છોકરા પાસે મંગાવી તે જોયાં. તે વિદ્યાર્થીએ કહ્યું કે, અનુભવ જ્ઞાન વિના કંઇ આમાં સમજાશે નહિ. એટલે માસ્તરે એ વિચાર માંડી વાળી હોમીઓપેથી ને બાયોકેમીકનાં પુસ્તક મંગાવ્યાં. વાંચન સહેલું લાગ્યું અને મહિનામાં તો બધાં પુસ્તક વંચાઇ ગયાં અને હવે અજબરાય હોમીઓપેથીક દવા વાપરતા થઇ ગયા.

હવે જ્યાં કંઇક સ્હેજ મંદવાડની ખબર પડે ત્યાં જાય. અને એલોપથી ને હોમીઓપથીની સરખામણી શરૂ કરે. કુદરતના માર્ગે હોમીઓપથી વધુ છે એમ સમજાવે. મૂળ માસ્તર એટલે ગામમાં બધા ઓળખે, મંડવાડની જરા જેટલી ખબરે આખા મંદવાડ સુધી ખરખબર લીધા કરે, આ કારણે મંદવાડની દુનિયામાં અજબરાય માસ્તરનું સ્થાન અનુપમ બનતું જતું હતું. અનેક વેળા ડોકટરો સાથે વાદવિવાદના પ્રસંગ અજબરાયને ઉપસ્થિત થતા. એલોપથી સિવાય બીજા બધાનું જ્ઞાન પોતે લીધેલું એટલે એલોપથી વિરૂદ્ધ માસ્તરનું હંમેશ વળણ રહેતું. દેશી વૈદ્ય આવે તો પોતે કંઇ કંઇ નવી સૂચના આપે પણ અંતે તેમાં કાંઈ વાદવિવાદ જામે નહિં. કોઈ કોઈ નવા એમ. બી. બી. એસ. થયેલા ડોકટરોને અજબરાય માસ્તર ભારી પડી જતા. દર્દ જરા લંબાયું એટલે અજબરાય માસ્તર પર સહુની નજર ઠરતી. જુનાં દર્દમાં અંગ્રેજી દવા કામ કરતી નથી એમ બધાઓ

કબુલ કરતા, દેશી, હોમીઓપેથીક કે બાયોકેમીક દવા અજબરાય બતાવતા. સંગ્રહણીના, ઝાડાના, જુના તાવ, દમ, ખાંસી, વાના દર્દીઓ અજબરાયની દવાથી સારા થયા એમ લોકવાયકા ચાલી. કેટલીક બેસ્વાદ અંગ્રેજી દવાથી કંટાળેલા અજબરાય માસ્તરના હોમીઓપેથીકનો આશ્રય લેતા. સ્ત્રીઓ ને બાળકોની શ્રદ્ધા અજબરાય પર ખૂબ હતી.

આમ અજબરાયની વૈદાંમાં પ્રતિષ્ઠા વધતાં ઘડીની ફુરસદ રહેતી નહિ. સવાર પડે કે દશવીસ દર્દીઓ સલાહ લેવા આવ્યા હોય કે બેચાર જગ્યાએ જોવા જવાનું હોય. દશથી પંચ નિશાળ; સાંજે દર્દીઓને જોવા જવા આવવાનું હોયજ, આમાં યે કેટલીયે વાર દવા પોતાને ઘેર બનાવી દર્દીઓમાં આપવી પડતી. પૈસા તો માસ્તરની પ્રતિષ્ઠા એટલી કે મંગાય નહિ. ટયુશન વગેરે માટે વખત પણ હવે અજબરાયને રહેતો નહિ. ઘરમાં જરા જંપીને વાળીને બેસતા નહિ. માસીક ખર્ચ પણ દશ બાર રૂપિયા તો દવાના હજી પણ થઇ જાય છે. તેમનાં પત્નિને આ પ્રકારનો વ્યવસાય ગમતો નહિ. ટયુશનની આવક પણ ઓછી થઇ. પણ અજબરાયની ધુન તો દિવસે ને દિવસે વધતી જતી હતી. એમના મનમાં ઉંડુ ઉંડું કોઇવાર એમ થઇ આવતું હતું કે, આ કલીયુગમાં સહુ ઉંધે માર્ગે વૈદાંમાં ધસતા જાય છે તેમને જરૂર હું સત્ય માર્ગે ચડાવીશ.

ધની ફઇને ત્યાં અજબરાય ગયા. ધની ફઇએ આખી જીંદગી હીસ્ટીરીયાના દર્દી તરીકે જાતજાતના દર્દના પરચા બતાવેલ, અને પૃથ્વી પરના વૈદહકીમ માત્રને હંફાવી હાર કબુલાવેલ. વૈદો અને હકીમો ખાનગીમાં કહેતા કે બાઇ ઢોંગ કરે છે, તેને કંઇ દર્દ નથી. પણ ધની ફઇની રૂબરૂમાં તો કંઇ પણ બોલી શકવાની

કોઈની તાકાત નહોતી. ધની ફઈને જોવા જનાર વૈદ્યે જતાં વેંત એકાદ કલાક સુધી તેમનું પ્રાથમિક ભાષણ એકાગ્રતાથી સાંભળવાનું હોય. મરજાદને કારણે સ્પર્શ પણ કર્યા વિના નરી આંખ અને કાનની શક્તિથી દર્દ ઓળખવાનું હોય; અને પછી ઇલાજ માત્રના ગુણદોષને ચર્ચવાનું હોય. લગભગ બે ત્રણ કલાકે વૈદ્યનો માંડ છૂટકો થાય. પણ પૈસાની બાબતમાં ધની ફઈનો હાથ છૂટો હતો; તેથી ફીની બાબતમાં એ વૈદ્યને રાજી કરીને મોકલતાં અને વૈદ્ય પણ વખતની ફી પૂરેપૂરી મળતાં સંતોષ અનુભવતો. ઘડપણમાં ધની ફઈનો આ સ્વભાવ વધારે ચીકણો બન્યો હતો. વૈદ્યને ચાર છ કલાક વિના જવા ન દે: એટલે બીજા બધા વૈદ્યો આ ડોસી-માને જોવા આવવાની ના કહેતા હતા. બીજો કોઈ વૈદ્ય મળી શકે તેમ ન હોવાથી આજે અજબરાયનો વારો આવ્યો.

અજબરાય આવતાં ડોશીમાએ રડતાં રડતાં પોતાની દર્દકથા શરૂ કરી અને બે ત્રણ દિવસ થયાં કોઈ વૈદ્ય આવેલ નહિ તેનું સાટું વાળવા બે કલાક સુધી એક શ્વાસે ચાલુ રાખી. અજબરાયને ઘરનો, પોતાના બાળકનો મંદવાડ યાદ આવ્યો. પણ ડોસીમા પાસે બોલી શકવાની હીમ્મત ન ચાલી.

આ તરફ એક કલાક સુધી અજબરાય ન આવતાં તેની પત્નિ મુંઝાણી. અને ડોકટરને બોલાવવા તૈયાર થઈ. હેડમાસ્તરના ભાઈ સારા ડોકટર ગણાતા હતા; અને પોતાન પીયરમાં છેટે સગપણમાં પણ હતા. તેને બોલાવવાને તે પોતે જાતે ગઈ.

હેડમાસ્તર અને ડોકટર ફરવા જવા નીકળતા હતા ત્યાં આંગણામાં જ આ બાઈ મળી. બન્નેને સાથે જોઇને બાઈ મુંઝાઈ ગઈ; અને કંઈ પણ ન બોલી શકતાં રડી પડી. હેડમાસ્તરે ધીરજ આપતાં બાઈને શું કામ હતું તે પૂછ્યું. અને અજબરાયને બદલે

તે કેમ આવી તે પણ પૂછયું. બાઇએ રડતાં રડતાં પોતાની આખી કથની કહી. હેડમાસ્તરે પોતાના ભાઈને કહ્યું કે તું જઇને બાળકની સારવાર કર; અને હું અજબરાયને સુધારવાનો માર્ગ કાઢીશ. ડોકટરે જઇને દવાનો બધો બંદોબસ્ત કરી દીધો. અજબરાય ત્રણ કલાકે ધની ફઇ પાસેથી છૂટીને ઘેર આવ્યા. ત્યાં નિશાળનો સમય થઇ જવાથી જલદી જલદી એ પડીકી પોતાના બાળકને માટે બનાવી કેમ આપવી, વગેરે સૂચના જમતાં જમતાં પોતાની પત્નીને આપી, નિશાળે ગયો.

નિશાળમાં તે દિવસે બપોરની રજામાં હેડમાસ્તરે અજબરાયને બોલાવ્યો અને કહ્યું કે તમારે માટે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબનો નીચે પ્રમાણે રિપોર્ટ આવ્યો છેઃ

"નિશાળમાં અજબરાય નિયમિત હાજરી આપતા નથી. ઘણી વખત તેઓ મોડા આવે છે. કલાસમાં પણ નકામી વેદકની વાતો કરીને વિદ્યાર્થીઓનો સમય બગડે છે. દર્દીઓ અને દર્દીઓનાં સગાં પણ તેમને મળવા માટે અવારનવાર નિશાળમાં આવે છે. બપોરની રજામાં પણ વેદકની જ ચર્ચા કરીને અજબરાય બીજા શિક્ષકોને કંટાળો આપે છે. માટે આ બાબતમાં વેળાસર સુધારો કરવાની જરૂર છે."

અજબરાયે આનો ખુલાસો કરતાં કબુલ પણ કર્યું કે પોતે વેદકનું કામકાજ કરતા હોવાથી આમ બને છે. હેડમાસ્તરે કહ્યું, "તો પછી કાંતો તમે વૈદું કરો અને શિક્ષકનું કામ છોડી દો. અને શિક્ષકનુંજ કામ કરવું હોય તો વૈદું છોડી દો. કાલ સવાર સુધીમાં વિચાર કરીને મને તમારો નિર્ણય જણાવશો."

અજબરાયને સૂઝ ન પડી. એ વિચારને ચકડોળે ચડયો. ભાન ભૂલ્યા જેવો એ ઘેર ગયો. આંખ મીંચી, ગોઠણ પર

માથું ટેકવીને એ એક ખૂણામાં બેસી ગયો. દીકરાની તબીયત પૂછવાનું પણ એને યાદ આવ્યું નહિ. ત્યાં તો હેડમાસ્તરના ભાઈ ડોકટર સાહેબ બાળકની તબીયત જોવા આવ્યા. અજબરાય ઊભો થઈ ગયો. થોડીવાર થઈ ત્યાં તો હેડમાસ્તર સાહેબ પણ આવ્યા. અજબરાયની મૂંઝવણનો પાર ન રહ્યો. ડોકટર સાહેબ બાળકને તપાસવા ગયા અને હેડમાસ્તર અજબરાયની સાથે વાતે વળગ્યા. ત્યાં તો ડોકટર અને અજબરાયનાં પત્ની આવ્યાં અને ખબર આપ્યા કે બાળકની તબીયત જરા ઠીક છે. એ ચાર દિવસમાં રસ્તાપર આવી જશે. હેડમાસ્તરે ત્યારપછી અજબરાય વિષે થયેલ રિપોર્ટની સહુને વાત કરી અને હવે શું કરવું તે સંબંધી સહુએ સાથે મળી, ચર્ચા કરી, છેવટનો નિર્ણય કરી લેવાનું સૂચવ્યું.

આટલે વર્ષે પરમાર્થી વૈદકપ્રવૃત્તિમાં પૈસા માગતા થવું એ સિદ્ધાન્ત વિરૂદ્ધ હતું અને પચાસની આવકનું સાધન શિક્ષકની નોકરી સિવાય ક્યાંય દેખાયું નહિ. એટલે સહુના આગ્રહને વશ થઈ, બાળબચ્ચાંના ભવિષ્યના વિચારે, પરોપકારી વૈદકપ્રવૃત્તિનો ભોગ આપી, હાલ તો એકલા શિક્ષણના ધંધામાં ધ્યાન આપવાનો અજબરાયે નિર્ણય કર્યો.

વખત જતાં, પાછાં ત્રણેક ટયુશનો રાખી અજબરાયે ત્રીસ ચાળીસની આવક વધારી અને પોતાનાં પત્ની અને બાળકોની પ્રગતિ પર વિશેષ ધ્યાન આપવા માંડયું. કોઈ વેળા અજબરાયનાં પત્ની ઘણી મોજમાં હોય ત્યારે તેમની મીઠી મશ્કરી કરી લેતાં કે "હવે કાંઈક સુધર્યા અને ઘર સુખી થયું. નાહક વૈદાંની લત લાગી હતી." અજબરાય માસ્તર સ્વગત જ વિચાર કરી લેતા કે સત્યયુગના સિદ્ધાન્તો કળિયુગમાં અમલમાં મૂકવા જવું એ "નાહક" નહિ તો બીજું શું ?

# સાડી નવ્વાણું



કેટલીયે પેઢી થયાં મંગળદાસ શેઠનું કુટુમ્બ મુંબઈમાં વસતું હતું. પુના, માથેરાન, મહાબલેશ્વર અને દેવલાલીમાં તેમની એસ્ટેટ હતી. ચાર પાંચ પેઢી થયાં તેમના કુટુમ્બમાં લક્ષ્મીની લીલાલહેર હતી. પેઢીઓ થયાં મુંબઈમાં જ વસતા હોવાને લીધે તેમના કુટુમ્બના ઘણાખરા માણસોને કાઠીઆવાડના તેમના મૂળ ગામનું નામ પણ યાદ નહોતું. કુટુંમ્બના વૃદ્ધ વલ્લભ કાકા ક્યારેક કહેતા કે, કુટુમ્બના વડવા ધનજીભાઈ સોએક વર્ષ પહેલાં દોરીલોટો લઈને દોઢ મહિનાની મુસાફરી વહાણમાં કરી મુંબઈ આવેલા. વીશીમાં તે ખાતા ને મમ્માદેવીમાં સુઈ રહેતા. વીસ વર્ષ તો તેમણે હાડમારીનાં ગાળ્યાં, પણ પછી ભાગ્યદેવીએ તેમના તરફ જોયું અને પાસે બે પૈસાનો જીવ થયો. ધનજીભાઈ તો પાકટ ઉંમરે સ્વર્ગવાસ પામ્યા; પણ એમના કુટુંમ્બમાં લક્ષ્મીની ભરતી ચાલુ રહી.

જતે દહાડે એજ કુટુમ્બની મુંબઈના જુના શેઠીઆઓમાં ગણતરી થવા લાગી.

મંગળદાસ એજ જુના કુટુંબના ફરજન્દ હતા. પણ કુટુમ્બની જુની રૂઢિઓમાં જકડાઇ ન રહેતાં, તે આજના જમાનાને અનુકૂળ જીવન ગાળતા. વેપારીઓમાં, સરકારમાં, સુધરાઇમાં તેમનું માન સારૂં હતું. "સર" થઇ જશે એમ દર મહિને વાતો થતી. યુરેપીઅન પેઢીઓમાં તેમની છાપ સારી હતી. સમયાનુસાર સખાવત કરવાનું પણ મંગળદાસ શેઠ ચૂકતા નહિ અને ધર્મની બાબતોમાં પણ પોતાને રસ છે એમ બતાવવાની ઘણીખરી તકો ઝડપી લેતા.

આ બધું સાચવવા જતાં શેઠની જંજાળ ખૂબ વધી પડતી. ક્યારેક તો શેઠ અકળાઇને ભગવાનને પૂછી નાંખતા કે "કરી કરીને આવું કાં કર્યું ? દિવસના ચોવીસને બદલે અડતાળીસ કલાક કરતાં તારૂં શું જતું હતું?"

કુટુમ્બની આન્તરવ્યવસ્થા બધી તેમનાં ભલાં ભોળાં પત્ની મોતીબાઇને ઉપાડવી પડી હતી. બાઈ પણ ધર્મનિષ્ઠ એટલાં કે સવારે દશ અગિયાર વાગતાં સુધી તો પુજાની ઓરડીમાં બેસી રહે સાધુ, બાવા, ભિખારી કે માગણ કોઇપણ બાઇ પાસેથી નિરાશ થઇને પાછું ન જતું. ગરીબ સગાંવ્હાલાં સહુને આ બાઇની ઓથ હતી.

આ બાઇને ચાર દીકરા ને બે દીકરી હતાં. મ્હોટા ત્રણ દીકરાએ તો હાઇસ્કુલમાંથી જ અભ્યાસ મૂકી દીધો હતો. એ ત્રણમાંનો એક તો પેઢી પર કામમાં જોડાઇ ગયો હતો. બીજા

એનો જીવ મોટર, સીનેમા, નાટક, ફરવાહરવામાંથી છુટો થતો ન હતો. માધવદાસ એકને ભણવામાં રસ હતો. તે એમ. બી. બી. એસ.ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતો હતો. તે ચંચળ ને હોશિયાર હતો. શરીરે ભરેલો, વાને ઉજળો, બોલાવે વિવેકી, અને અભ્યાસમાં તેજ એવા માધવલાલનું કુટુંબમાં માન સારૂં હતું.

તેની મોટી બેનનાં લગ્ન થઇ ગયાં હતાં. નાની બેનના સગપણની વાતો પોતાથી યે સારા કુટુમ્બના નબીરા સાથે ચાલતી હતી. આ વાતચીત દરમ્યાન માધવદાસને રંગીલદાસને ત્યાં અવારનવાર જવાનું થતું.

રંગીલદાસ મળતાવડા સ્વભાવનો હતો, એટલે તેની અને માધવદાસની વચ્ચે મૈત્રી જામી. રંગીલદાસની બ્હેન નિર્મળા મેટ્રીકમાં હતી. અને તેને ડોકટર બનાવવાની વાતો હોંસભેર થતી. માધવદાસને મેડીકલ લાઇન વિષે રંગીલદાસ સાથે વાતો થતી ત્યારે નિર્મળા હાજર હોય. નિર્મળાને તેમાં રસ પડતો દેખીને રંગીલદાસને થયું કે નિર્મળા ડોકટર થઇ શકે તો થાય, પણ ડોકટરની પત્ની થાય તો પણ ઘણું. એટલે માધવદાસ સાથે તેનું સગપણ કરવાનો પોતાનો વિચાર તેણે પોતાના પિતાને કહ્યો.

તેના પિતાને આ વિચાર ગમ્યો અને રમાબાઇ કે જે રંગીલદાસના સગપણ માટે હા ના કરતાં હતાં તેને પણ વાત ગળે ઉતરી. નિર્મળાની તેને બહુ ચિન્તા હતી. મંગળદાસ પોતાનો બરોબરીઓ ન ગણાય, જેથી તેની દીકરી લેવા હા ના કરતાં હતાં. પણ પોતાની નીરૂનું પણ ઠેકાણે પડતું દેખાયું એટલે કુટુમ્બ અભિમાન કોરે મૂકી અરસપરસ સગપણ કરવા કબુલ થયાં અને અખાત્રીજને દિવસે બન્ને સગપણ થયાં. ઉનાળામાં બન્ને

કુટુમ્બો મહાબળેશ્વર ગયાં. એક દિવસ બધાં છોકરાં બહુ લાંબે ફરવા ગયાં, દોડ્યાં, કુદ્યાં, થાકી લોથપોથ થઇ માંડ માંડ ઘેર પહોંચ્યાં. નિર્મળા તો બંગલે આવતાં વેંતજ કોચ ઉપર લાંબી થઇને પડી. રંગીલદાસ પણ પરસેવે રેબઝેબ થઇ ગયા હતા. "શું છે, નીરૂ?" કહીને તેણે પોતાનો પરસેવાવાળો ઠંડો હાથ નિર્મળાને કપાળે મૂકયો. નિર્મળાનું કપાળ જરા ગરમ લાગ્યું. તેણે માધવદાસને બોલાવ્યા "નીરૂનું કપાળ ગરમ છે તો તમે તેની તબીયત જરા જુઓ ને? તાવ તો માપી જુઓ."

"માધવદાસે પુછ્યું: "શું છે?"

રંગીલદાસે કહ્યું: "જો ને નીરૂ થાકી બહુ ગઇ છે. કપાળ ગરમ લાગે છે. તું લગભગ ડોકટર કહેવાય તો તબીયત જો ને! તાવ પણ માપી જો." માધવદાસે પેટીમાંથી થર્મોમીટર લઇ આવી નીરૂને બગલમાં મૂકવા કહ્યું. નીરૂએ કહ્યું કે તાવ નથી. ફક્ત થાકી ગઇ છું. આ આટલો પરસેવો આખે શરીરે ચાલી રહ્યો છે ત્યાં તમારા થર્મોમીટરની ડીગ્રી ચડશે ખરી કે! માધવદાસે કહ્યું તો રહેવા દો. બગલમાં ન મૂકો ને મોઢામાં થર્મોમીટર મૂકી માપશો તો ચાલશે. નીરૂએ મોઢામાં જીભ નીચે દબાવીને થર્મોમીટર એક મીનીટ રાખ્યું અને પછી બહાર કાઢી રંગીલદાસને આપ્યું. રંગીલદાસે અજવાળામાં થર્મોમીટર ધરી જોયું. નોરમલના બાણાકારથી એક ડીગ્રી વધારે એટલે ૯૯ા પર પારો દેખાણો અને રંગીલદાસ બોલી ઊઠયો: "જો તાવ ચડયો છે. મેં તો માપ્યા વિનાજ કહી દીધું હતું."

માધવદાસને અત્યાર સુધીમાં શો અનુભવ? કોલેજમાં મેડીકલ વોર્ડમાં કલીનીકસ હજી માંડ ચાર છ સાંભળેલ. બે ખાટલા

ચાર્જમાં હતાં. તેની દર્દ–વિગત લખેલ હતી. હાથે કોઈ દિવસ થર્મોમીટર વાપરેલ નહિ. થર્મોમીટર ક્યાં ક્યાં મુકાય, તેની ડીગ્રીનો અર્થ કયે સ્થળે શો થાય તેની પણ તેને પુરી ખબર નહિ. ઉપરાંત પ્રીસ્ક્રીપશન લખતાં આવડે નહિ. પણ અહિં તો ડોકટર તરીકેનો વેશ પુરેપુરો સાચવવો જોઈએ એટલે નિર્મળાને બરાબર પથારીમાં સુવડાવીને પોતે દવાનો બંદોબસ્ત કરવા સરકારી દવાખાને ગયા. ડોકટરને વાત કરીને કિવનાઇન લઇ આવ્યા અને રાત્રિના દવા શરૂ કરી. નીરૂ તો તાવની ને દવાના ડાઝની વાત સાંભળીને ગભરાઇ જ ગઇ અને ગભરાટમાં તેને રાતની ઊંઘ પણ ન આવી.

ધાકીપાકી સ્હવારે તે હજી પથારીમાં પડી હતી ત્યાંજ રંગીલદાસ અને માધવદાસે નીરૂને થર્મોમીટર આપવાનું કર્યું. મ્હોંમાં મૂકીને થર્મોમીટર નીરૂએ પાછું ડોકટરને આપ્યું. તાવ ૯૯ દેખાયો અને તાવના ઉપચાર શરૂ થયા. જુલાબ અપાયો. નીરૂને માત્ર પ્રવાહી પદાર્થો પર જ રાખવામાં આવી. પથારીમાંથી ઉઠવાની નીરૂને મનાઈ કરવામાં આવી. બપોરે ફરીથી તાવ મપાયો એ વખતે ૯૯ કરતાં એક કાપો વધારે દેખાયો ને સાંજે ફરીથી સાડી નવ્વાણું થયો.

બીજે દિવસે સરકારી ડોકટરને બોલાવવામાં આવ્યા. ડોકટર લશ્કરી ખાતામાંથી તાજાજ આવેલા સરકારી ઓફીસર હતા. એમને હિન્દી શેઠીઆઓના મંદવાડની રીતભાતની ક્યાંથી ખબર હોય? "આ તે કંઇ તાવ કહેવાય? ઢોંગ છે ઢોંગ બધા!" એ બોલી ઊઠયો. પણ એમની સાથે આવેલ એમના પીઢ ને અનુભવી આસીસ્ટન્ટે સાહેબના કાનમાં ગુરૂમંત્ર ફૂંક્યો.

અમારે ત્યાંના મોટા લોકોની તાસીર બહુ કોમળ હોય છે. એમને મોઢે આમ ન કહેવાય. આપણી ફી આપે છે તો આપણે દવા લખી આપવી જોઇએ. આપ દવા લખી આપો એટલે બીજું બધું હું સમજાવી દઇશ.

ડોકટર સાનમાં બધું સમજી ગયા. એમણે દવા લખી આપી. કયારે દવા લેવી ને કયારે ખોરાક લેવો, ખોરાકમાં શું શું લેવું ને શું શું નહિ તે બધું વિગતવાર લખી આપ્યું અને ડોકટર વિદાય થયા.

ત્રણ દિવસ થયા તો પણ નીરૂની તબીયત તેમની તેમ રહી. રોજ સાંજે થરમોમીટર સાડી નવ્વાણું બતાવતું હોય. નીરૂના પિતાના ઓળખીતા પારખીતાઓમાં નીરૂના મંદવાડની વાતો ચાલવા લાગી. ચાર દિવસ બીજા ગયા. પણ તાવ સવારે ૯૮॥થી ને સાંજે ૯૯॥થી નીચે ઉતરે જ નહિ. ફરીથી સરકારી ડોકટર અને તેમના આસીસ્ટન્ટ આવ્યા. મુંબઇથી નર્સ તેડાવવાનું નક્કી થયું. નર્સનું નામ સાંભળીને નીરૂનાં હાંજાં ગગડી ગયાં. કલાકે કલાકે યુરોપીઅન નર્સે તાવ માપવાનું શરૂ કર્યું. ખાવાનું ઓછું, ઘડીએ ઘડીએ દવા, નિંદ્રા ઓછી ને મંદવાડની ચિન્તા: આ બધાંથી નીરૂ જરા દુબળી પડવા લાગી ને તેને નબ-ળાઇ વરતાવા લાગી. સીઝન લગભગ પુરી થવા આવી હતી અને નીરૂનો તાવ હઠતો ન હોવાથી બરાબર નિદાન અને ચિકિત્સા માટે મુંબઇ જવાનું ઠર્યું અને બધાં મુંબઈ આવ્યાં.

એમના ફેમીલી ડોકટર મનોહરે નીરૂને જોઇ. નીરૂ સુકાઈ ગઇ હતી. નર્સનો હાથ પકડીને માંડમાંડ એ બેઠી થઈ શકતી હતી.

કુટુમ્બીઓમાં પણ બધાંનાં મોઢાં ચિંતાતુર હતાં. મનોહર

મુંઝાયો. સાધારણુ તાવના કેસ તો તેણે અનેક સુધાર્યા હતા; પણ આવા મોટા માણુસના કુટુમ્બમાં એવી સાદી દવા કેમ અપાય ? આવા મોટા માણુસના કેસની જવાબદારી ઉપાડવાનું એના જેવા સાધારણુ ડોકટરનું શું ગજું ! અને સહુ કોઈ જાત જાતની સલાહ આપવા લાગ્યા. એટલે એણે તો કશી જવાબદારી ન લેતાં કન્સલ્ટેશન ગોઠવી આપ્યાં. નીરૂના લોહીની ને પેશાબની તપાસ બારીકાઇથી થઈ, એકસરેના ફોટા લેવાયા. બધા ડોકટરના મત એક બીજાથી જુદા પડવા લાગ્યા. તાવના બીજાં બધાં કારણોનો દેખીતી રીતે જ અભાવ હોવાથી ક્ષયની શરૂઆત હોવાની તેમને શંકા પડવા લાગી. એટલે ક્ષયના નિષ્ણાત ડોકટરને બોલાવવામાં આવ્યા. તેણે બારીકીથી નીરૂને તપાસી. " તમારા કુટુમ્બમાં કોઇને ક્ષય થયો છે ?" તેણે નીરૂની માને પુછ્યું.

"ના. ના, અમારા કુટુમ્બમાં તો આજ સુધી કોઇને ક્ષય થયો નથી." રમાબાઇએ જવાબ આપ્યો:' 'નીરૂ કોઇ ક્ષયના દર્દીના સંસર્ગમાં આવેલી ?" એમ ડોકટરે પુછ્યું.

"નીરૂની એક બેનપણીને ક્ષય થએલો ખરો; પણ એ ક્ષય તો એને એનાં લગ્ન પછી થયેલો અને લગ્ન પછી તો નીરૂએ એને જોઈ પણ નથી." રમાબાઈએ જવાબ આપ્યો. આમ અનેકવિધ પ્રશ્નાવલિના અંતે તે ડોકટર ફેમીલી ડોકટરને અમુક સુચના આપી રવાના થયા.

ડોકટરોમાં નિદાનનો નિર્ણય ન થયો. હવાફેરથી લાભ જ છે ને શક્તિની દવાથી નુકશાન તો નથી જ થવાનું એમ ગણીને સાવચેતીના ધોરણે સહુએ નીરૂને દેવલાલી મોકલવાનું સૂચવ્યું ને શક્તિ માટે દવાઓ લખી આપી.

નિદાન વિધિ—અનેકવિધ પ્રશ્નાવલિ—જાતજાતની તપાસ—સ્નેહીસંબંધીઓની મોટાં માણસોને રાજી રાખવા ખુશામતભરી મંદવાડના મહત્ત્વની વાતો, આ બધાથી નીરૂ સાવ કંટાળી ગઇ, અને દેવલાલી જલદી ભાગી જવા મન કર્યું.

નીરૂ દેવલાલી તો ગઇ; પણ આ બધી નિદાન વિધિને લીધે એના હૃદયમાં ધ્રાસ્કો પડી ગયો. તેનો સ્વભાવ વહેમી બનતો ગયો અને પરિણામે તે આખો દિવસ વિચારમાં ને વિચારમાં રહેવા લાગી. અને ઘડીએ ને ઘડીએ હાલતાં ચાલતાં તાવ માપવા બેસી જાય અને ટેમ્પરેચર ચાર્ટમાં નોંધતી જાય.

દેવલાલીમાં થોડું વજન વધ્યું ખરૂં; પણ તાવ ૯૮ાા થી ૯૯ાા મ્હોંમાં રહ્યા જ કરે. પોતાની માંદગીને પરિણામે માધવદાસ એના જેવી ક્ષયરોગીની સાથે લગ્ન કરશે કે કેમ તેની ચિન્તાએ તેના શરીરને પૂરેપૂરૂં સુધારવા દીધું નહિ.

ફરીથી તબીયત બતાવવાને એ મુંબઇ આવી ત્યારે ડોકટરોને પણ એની તબીયત સુધારા પર લાગી. ડોકટરે કહ્યું 'બીજાં કાંઇ ચિન્હો ઉપસ્થિત થયાં નથી તો હવે ક્ષયની શંકા રાખવાની જરૂર નથી.'' નીરૂએ પુછ્યું કે "તાવ તો હજી ૯૯ાા રહે છે તેનું શું ?"

ડાકટરે ખુલાસો કર્યો: "એટલો તાવ તો સાજા માણસને પણ રહે. મોંઢામાં સાઠીનવ્વાણું નોરમલ ગણાય." એમ કહીને નીરૂને તેમણે દાખલા આપ્યા. પણ નીરૂના મનનો વહેમ ટળ્યો નહિ. ડોકટર આ બધું દિલાસો આપવાનેજ કહે છે, એમ તેને લાગ્યું અને ફરીથી એ દેવલાલી ગઇ.

માધવદાસ એમ. બી. બી. એસ. પાસ થયો. તેનું વિલાયત જવાનું નક્કી થયું. તે નીરૂને મળવા દેવલાલી ગયો. નીરૂને ઉદાસીન જોઇ તેને પણ ઉંડો ઉંડો ડર લાગવા માંડયો. પોતાની સાથે એક પુસ્તક હતું. તેમાં ખોળતાં ખોળતાં ક્ષયની શરૂઆત આમ જ થાય છે એમ વાંચ્યું, અને તેથી નીરૂની સામે નજદીકમાં ઝાઝી વાર બેસતાં કે વાતચીત કરતાં ચેપ લાગવાની બીક લાગવા માંડી.

માધવદાસને આમ દુર ને દુર રહેતા જોઇને નીરૂને ક્ષયનો વહેમ વધારે દૃઢ થયો માધવદાસના વર્તનથી એને ખુબ આઘાત લાગ્યો. એકાદ બે વખત પોતાનું મન દુઃખાયાનો ભાવ તેણે વ્યક્ત પણ કર્યો; પણ માધવદાસના વર્તનમાં કશો ફેરફાર થયો નહિ. બન્નેના જીવ વધારે ઊંચક થયા. માધવદાસ બીજે દિવસે મુંબઇ જવા તૈયાર થયો. દિલ ખાલી કરવાની બન્નેની ઇચ્છા હતી. પણ વાત ઉપાડતાં કોઇની જીભ ઉપડી નહિં. જતી વખતે નીરૂએ એક કવર માધવદાસને આપ્યું અને કહ્યું કે રસ્તામાં વાંચજો. માધવદાસે ટ્રેનમાં પત્ર ખોલીને વાંચ્યો. નીરૂએ તે પત્રમાં માધવદાસને બીજે લગ્ન કરવાની રજા આપી હતી, અને પોતે હંમેશ માટેની વિદાય લીધી હતી. પત્ર વાંચીને માધવદાસ ગળગળો તો થઇ ગયો, પણ ક્ષયવાળી પત્નીના સંસર્ગના વિચાર માત્રથી એની બધી લાગણી ક્ષણભરમાં સૂકાઈ ગઇ.

માધવદાસ વિલાયત તો ગયો પણ ત્યાં કોઇ મોટી ડીગ્રીમાં પોતાનો પત્તો લાગે તેમ ન જણાવાથી તેણે ઝાઝા અક્ષરવાળી કોઇ સહેલી ડીગ્રી લેવાનું નકકી કર્યું. એને માટે ઝાઝા અભ્યાસની કે મહેનતની જરૂર ન હોવાથી એને ફુરસદ પણ ખુબ રહેતી: પરિણામે તેનું ફરવા હરવાનું વધારે થવા લાગ્યું અને નીરૂ જીવતાં

પોતાનાં લગ્ન કોઈ બીજે સારે સ્થળે થઇ શકે તેમ ન હોવાથી તે મુંઝાવા લાગ્યો. પોતાની આ ડામાડોળ હાલતમાં તે એક આંગ્લ યુવતીના પરિચયમાં આવ્યો. પરિચય પ્રેમમાં પરિણમ્યો અને પરસ્પર લગ્નનાં વચન આપીને બન્ને આનન્દમય જીવન વિતાવવા લાગ્યાં. એકાદ વર્ષમાં તેને ડીગ્રી મળી ગઈ. હિન્દ જવાને બધી સગવડ કર્યા પછી આ આંગ્લ યુવતીને ત્યાં બોલાવી લગ્ન કરવાનું તેણે નક્કી કર્યું અને વિલાયત છોડયું.

હિન્દમાં આવ્યા પછી એકાદ મહીને તેણે પોતાનો વિચાર પોતાનાં માતાપિતાને કહ્યો. :પણ ઘરમાં તે વિચાર કોઇને રૂચ્યો નહિ. માધવદાસની જીદ તેમની તેમ રહેતાં ઘરમાં કલેશનાં મંડાણ થયાં.

ફેલાતાં ફેલાતાં આ વાત નીરૂના બાપને કાને પણ ગઇ. નીરૂની તબીયતને અંગે તેઓ પણ ધર્મસંકટમાં આવી પડયા. નીરૂની માથી તો આ અત્યાચાર સાંખી શકાય તેમ હતું જ નહિ. માધવદાસ જો મડમ પરણે તો તેનું કુટુમ્બ નાત બહાર ગણાય, અને નાત બહારના કુટુમ્બની કન્યા કોણ લે ? એમ કહીને નીરૂની માએ રંગીલદાસનું સગપણ પણ તોડી નાખવાની વાત ઉપાડી. બન્ને કુટુમ્બોમાં ચિન્તાનાં વાદળ ઘેરાયાં. એ સમયે રામકૃષ્ણ મિશનના સરસ્વતી હોસ્પીટલના ડોકટર પરમાનંદ બારના આશ્રમના વાર્ષિક ઉત્સવ પ્રસંગે આવેલા. તેમના પૂર્વાશ્રમમાં તેમને આ બન્ને કુટુમ્બ સાથે ગાઢ સંબંધ હતો. એટલે તે મંગળદાસને ઘેર મળવા ગયા. પ્રસંગોપાત તેમણે બન્ને કુટુમ્બની મુશ્કેલીની વાત જાણી. તેમણે માધવદાસ સાથે ચર્ચા કરીને કહ્યું કે, તમારાં માતાપિતાની ઇચ્છા આ નવાં લગ્ન માટે નથી. વળી આપણે હિન્દુ છીએ તો, હિન્દુ સંસ્કૃતિને લાંછન લાગે તેવું પગલું આપણાથી કેમ ભરાય ? તમારાં માતાપિતાની ઇચ્છા વિરૂદ્ધ આ પગલું

ભરતાં તમે સુખી તો થશો જ નહિ; વળી તમારી બ્હેનનાં લગ્ન પણ અટકશે, અને સમાજમાં તમારી સ્થિતિ બહુ કફોડી થશે. તમારી ભવિષ્યની પ્રજાને પણ સમાજમાં કયાંય સ્થાન નહિ મળે, તો તમે વિચાર કરી જુઓ. આવાં આંગ્લ–હિન્દુ લગ્નથી કોઇ સુખી થયાં અમે જાણ્યાં નથી. ત્રણ દિવસની લાગલાગટ સમજાવટ પછી માધવદાસ રડી પડયો.

"હું શું કરૂં તે આપ જ કહો. ક્ષયવાળી નીરૂની સાથે હું મારૂં જીવન કેવી રીતે ગાળી શકું? વળી આ કંઈ હું સ્વેચ્છાથીજ નથી કરતો. નીરૂએ જાતે મને બીજે લગ્ન કરવાની રજા આપી છે. મને કાંઇ આંગ્લ લગ્નનો મોહ નથી. પણ સંજોગાનુસાર હકીકત બની ગઇ છે; એટલે થાય પણ શું?"

ડો. પરમાનન્દને આ શબ્દો ખરા લાગ્યા, એટલે નીરૂને મળી, તેનુ મન જાણવાનો તેમણે વિચાર કર્યો. "નીરૂનું મન જાણ્યા પછી જો એ રજા આપે તો તેના જ પિતાને હાથે આપણે આપણી કોમના કોઇ ગૃહસ્થને ત્યાં સંબંધ બાંધીશું. આંગ્લ યુવતીને વાજબી નુકશાની ભરી આપીને આપણે માનપૂર્વક છુટા થઈશું. મને તો આ માર્ગ વ્યવહારૂ લાગે છે." ડોકટરે માધવદાસને કહ્યું અને બન્ને દેવલાલી ગયા. માધવદાસના ગયા પછી નીરૂનું વહેણ બીજે માર્ગે વળી ગયું હતું. લગ્નનો વિચાર તેણે દૂર કર્યો હતો અને ઉદાસીન ભાવે તે ધર્મ અને ત્યાગના માર્ગે વળી ચૂકી હતી. તેને મિશન હોસ્પીતાલનાં મિશનરી ડો. મેરીનો પરિચય થયો હતો. ડો. મેરીએ નીરૂને પોતાના મનનો વહેમ કાઢી નાખવાનું બહુએ સમજાવ્યું પણ નીરૂને ગળે તે વાત ઉતરતી નહિ. તાવ અને થર્મોમીટર તો તેનાં જન્મનાં સાથી જેવાંજ થઈ ગયેલાં. જરા એકલી પડતાંજ તે થર્મોમીટર લઇને તાવ માપવા બેસી જતી. ટ્રેનમાં હોય

કે મોટરમાં, ઘરમાં હોય કે બગીચામાં, જ્યાં એકાંત મળે ત્યાં તરતજ થર્મોમીટર કાઢવાની તેને ટેવ જ પડી ગઈ હતી. બીજું કોઇ તેને તાવની કે થર્મોમીટરની વાત કરતું તો તે ખીજાતી, અને પોતાને જરા પણ વહેમ નથી એમ બતાવવાનો પ્રયત્ન કરતી. પણ એકાંત મળતાં જાતે તાવ માપી લેવાનું પ્રલોભન રોકી શકતી નહિ. એક આ વહેમ સિવાય તે કામમાં પડી હોય કે ફરવામાં હોય, હોસ્પીટલમાં ડો. મેરીની સાથે ફરતી હોય કે, બીજા દર્દીઓ સાથે રસપૂર્વક વાતો કરતી હોય, ત્યારે સાવ સાજી જ લાગતી. આમ નીરૂનું જીવન સુખદુઃખથી પર કેવળ ઉદાસીન થઈ ગયું હતું.

ત્યાં ઓચિંતા ડો. પરમાનન્દ અને માધવલાલ દેવલાલી આવ્યા. ડો. મેરીની સાથે ધમધમાટ કરીને ચાલતી નીરૂને તેમણે દુરથી જોઇ. ડો. પરમાનન્દને તો ત્યારે જ નીરૂ એકદમ તંદુરસ્ત લાગી. પરિચય વિધિ થયા બાદ બધાં સાથે જમ્યાં ત્યારે પણ નીરૂનો આહાર જોઇને ડો. પરમાનન્દને નવાઇ લાગી. નીરૂના આહારમાં કે હલન ચલનમાં, વાતચીતમાં કે કશામાં રોગનું ચિન્હ ન દેખાતાં ડો. પરમાનન્દે માધવદાસને પૂછ્યું "રોગનાં કયાં ચિન્હ તમારી નજરે પડયાં હતાં?"

"ખાસ નિદાન તો કશું હતું નહિ; પણ એમને ૯૯-૯૯॥ તાવ રહેતો."

"થર્મોમીટર બગલમાં મૂકતાં કે મ્હોંમાં?"

"મ્હોંમાં."

"વારૂ, ત્યારે નીરૂ સાથે વાત કરી જોઉં." ડો. પરમાનન્દે કહ્યું અને એકાન્તમાં એ નીરૂને મળ્યા. નીરૂ પાસેથી એમણે બધી હકીકત અથથી ઇતિ સુધી સાંભળી. રંગીલદાસના પરસેવાવાળા

હાથે કપાળ સહેજ ગરમ લાગ્યું. બગલમાં પરસેવાના કારણે થર્મોમીટરનું માપ મોંમાં લીધું. મોંમાં થોડી ગરમી વધારે હોય, એની કોઈને ખબર નહિ. માધવદાસ હજી ડોકટરી નિશાળીઓ તેથી પુરી સમજ નહિ અને આ અધકચરા જ્ઞાનથી કરૂણતા જન્મી.

પછીના કન્સલ્ટેશનમાં મોટાં માણસ અને મોટા ડોકટરોનાં કન્સલ્ટેશન દર્દનાં મોટાં સ્વરૂપ જોવાને ટેવાએલાં. જોખમદારી કોઈ લેવા તૈયાર નહિ. આ બધાં તત્ત્વોના પરિણામે કદાચ બાઈ નીરૂ નાહકનો ભોગ તો નથી બની ને એવો ડોકટર પરમાનન્દને સંશય થયો. ડોકટર મેરીનો રોજના સંસર્ગ પછીનો કંઇ રોગ ન હોવાનો અભિપ્રાય, નીરૂનું મૂળ કરતાં સારૂં શરીર છે એમ માધવદાસનો મતઃ આ બધા પરથી ડો. પરમાનંદે પોતે નવેસર જ બધી તપાસ કરવા ધાર્યું. પોતે નીરૂને તપાસી. ફેફસાં તદન સારાં લાગ્યાં. લોહીની પીકાસ નહિ. શરીરની ચામડી તસતસતી ને ભરેલી. શરીર સૂકાઇ ગયાનં કોઇ ચિન્હો નહિ. તાવ માપવા થર્મોમીટર આપ્યું. મોંમાં ૯૯॥ આવ્યું. બગલમાં ૯૮॥ આવ્યું. ડો. પરમાનન્દને ખાત્રી થઇ કે કાંઇ નથી. બીજે દિવસે સવારે હોસ્પીટલમાં એકસ રેથી ફેફસાં જોવાની ગોઠવણ કરી. તેમાં ફેફસામાં શ્વાસોચ્છ્વાસ લેવડાવી જોયાં. ફેફસાં તદન નીરોગી જણાયાં. કોઇ દિવસ રોગ થયો હોય એવું એક પણ ચિન્હ ન દેખાયું.

ડો. પરમાનન્દે માધવદાસને આ વાત કહી. નીરૂ નીરોગી હોય તો તેની સાથે લગ્ન કરવામાં માધવદાસને કાંઈ હરકત હતી જ નહિ. એ તો નીરૂ વિષે વાત સાંભળીને આનંદમાં આવી ગયો. એણે અને ડો. પરમાનન્દે નીરૂને ખાતરીપૂર્વક કહ્યું કે, તમારી તબીયત તદન સારી છે. તાવ વગેરેનો નકામો વહેમ છે. પણ ૯૯॥ એ તાવ ન કહેવાય એ વહેમ નીરૂનાં મનમાંથી દૂર થયો

નહિ. માંદીમાંદી પોતે માધવદાસ સાથે પરણીને તેનું જીવન બગાડવા નથી ઇચ્છતી એમ એણે ભારપૂર્વક જણાવ્યું. માધવદાસે ઘણી મહેનત કરી, ઘણી સમજાવી પણ ૯૯।। એ તાવ કહેવાય એ વાત આવતાંજ બધી વાત વીફરી જાય.

ડૉ. પરમાનન્દે આ વહેમનું ઓસડ શોધવાનો ઉપાય શોધ્યો. કંઇક કામનું બહાનું કાઢીને તે મુંબઈ આવ્યા. એક સાયન્ટીસ્ટ કારીગર પાસે ત્રણ થર્મોમીટરમાં મૂળ આંકાના બદલે એક ડીગ્રી ઓછાનાં અક્ષર ને આંકા કરાવ્યાં એટલે જે જગ્યા ૯૯।। આવે તે જગ્યા ઉપર ૯૮।। આવ્યું. દેવલાલી જઇને એમણે આ ત્રણમાંનું એક થર્મોમીટર નીરૂના થર્મોમીટરની જગ્યાએ બદલાવીને મુકી દીધું. બીજું ડૉ. મેરીને આપ્યું ને ત્રીજું પોતે પાસે રાખ્યું.

નીરૂએ તો નિયમ પ્રમાણે સવારમાં તાવ માપ્યો. ૯૮ નીકળ્યો. ફરીવાર ૯૮. ત્રીજી વાર માપ્યો. ત્રીજી વાર પણ ૯૮ જ. નીરૂને નવાઇ લાગી. એક મિનીટ માપ્યો, બે મિનીટ માપ્યો, પાંચ મિનીટ માપ્યો. બગલમાં માપ્યો; જમણી બાજુ માપ્યો, ડાબી બાજુ માપ્યો, પણ પારો તો ત્યાંનો ત્યાંજ. બગલમાં ૯૭ ને મ્હોંમાં ૯૮ ! નીરૂને કશી સમજ ન પડી. તે તુરતજ ડૉ. મેરી પાસે હોસ્પીટલમાં ગઇ. વાત કરી. વધુ ચોક્સી કરવા ડૉ. મેરીનું થર્મોમીટર લઇને એણે તાવ માપ્યો. પણ બગલમાં ૯૭ ને મ્હોંમાં ૯૮-થી તાવ વધે જ નહિ. "આજે તાવ ઓછો લાગે છે." તેણે ડૉ. મેરીને કહ્યું. ડૉ. મેરી શાન્તિથી હસ્યાં. નીરૂ આનંદમાં આવી ઘેર ગઇ; પણ નીરૂને હજી પુરેપુરી ખાતરી નહોતી થતી. તેણે ડૉ. મેરીનાં ને પોતાના થર્મોમીટરથી વારાફરતી મ્હોંમાં અને બગલમાં માપ્યા જ કર્યો; પણ તાવમાં કશો ફેર પડયો નહિ. ડૉ. પરમાનન્દ અને માધવલાલ બહારથી ફરીને આવ્યા ત્યારે નીરૂએ ડૉ.

પરમાનન્દ પાસે તેનું થર્મોમીટર માગ્યું. ડૉ. પરમાનન્દે પુછ્યુંઃ "કેમ નીરૂ બેન, તમારૂં થર્મોમીટર ક્યાં ગયું ?" નીરૂ કહેઃ "તમારૂં થર્મોમીટર આપો ને, હમણાંજ પાછું આપીશ."

ડૉ. પરમાનન્દના થર્મોમીટરથી પોતાનો તાવ ૯૭ અને ૯૮-ની વચમાં જ રમતો રહ્યો. "ડૉકટર સાહેબ. આજે તો તાવ ઉતરી ગયો લાગે છે, જુઓને ૯૮ થી વધતોજ નથી." એણે ડૉકટર પરમાનન્દને કહ્યું.

"એમ કે ? જોઇએ. મને માપવા દે તો." અને ડૉકટરે તાવ માપ્યો ત્યાં પણ મોંમાં ૯૮ ને બગલમાં ૯૭ આવ્યા. ડૉકટર અને માધવદાસ બહુજ આનંદમાં આવી ગયા હોય એમ દેખાયા. નીરૂ પણ આનંદમાં આવી ગઇ. ડૉકટર પરમાનન્દે શાન્તિથી કહ્યું કે સવાર છે, એટલે તાવ જરા ઓછો આવે. બપોરે અને સાંજે માપ્યે સાચી ખબર પડશે. પણ બપોરે અને સાંજે પણ નોરમલના આંકડાથી તાવ વધ્યોજ નહિ.

આઠેક દિવસ આમ તાવ ન ચડતાં નીરૂને તાવ ગયો હોવાની ખાતરી થઇ. એક મહિનો જો આમ સારી તબીયત રહે અને માધવદાસનું મત હોય તો લગ્ન કરવાની તેણે સંમતિ આપી.

માધવદાસને અને ડૉ. મેરીને નીરૂની ભલામણ કરી ડૉ. પરમાનન્દ મુંબઇ ગયા. નીરૂની તબિયત સારી થઇ ગઇ હોવાના સમાચાર એમણે બન્ને કુટુમ્બોને આપ્યા. બન્ને કુટુમ્બનાં બધા માણસો ખુબ રાજી થયા. આંગ્લ યુવતી સાથે તેમણે પતાવટ કરી. બન્ને કુટુમ્બો નીરૂને જોવા દેવલાલી ગયાં. ઇશ્વરકૃપાથી તાવ દૂર થયો એજ જાતનું વાતાવરણ ડૉ. પરમાનન્દે પ્રસરાવ્યું હતું.

એક મહિનો પુરો થયો, નીરૂને તાવ ન ચડયો. ક્ષમની તેણે સંમતિ આપી અને ત્રીજે મહિને લગ્ન થયાં. નીરૂએ આ નવીન થર્મોમીટર જીવી ત્યાંસુધી વાપર્યું.

પણ તાવ કેવી રીતે ઉતર્યો તે કોયડો તો ડૉ. પરમાનન્દ, ડૉ. મેરી અને માધવદાસ સિવાય બીજા બધાંને અણઉકલ્યોજ રહ્યો.



# બે શૂલારી



## પાત્રો

ડૉ૦ શૂલારી વિનોદચંદ્ર ટી.
ડૉ૦ શૂલારી સરલચંદ્ર વી.
કળાવતી—સરલચંદ્રની પત્ની.
સારાભાઈ—સર શૂલારીના અંગત મિત્ર.
કેશવરાય } દરબારના કારભારીઓ.
માધવરાય }

**મ**ણિપુરમાં ચાલતી પ્રેક્ટીસના ધણી આજે ડૉ. સર વિનોદચંદ્ર શૂલારી ગણાતા હતા. મણિપુર એકજ નહિ પણ આખા ગુજરાત કાઠિયાવાડના શ્રીમંતો અને રાજારજવાડાંની બધી પ્રેક્ટીસ એને ઘેર હતી. આ બધા મુલકમાં કોઈ મોટું માણસ સર વિનોદ શૂલારીની સલાહ લીધા વિના મર્યું હોય એમ જાણમાં નથી.

સરકારની, પ્રજાની, સરસ્વતીની તેમજ લક્ષ્મીની અમીદૃષ્ટિ આજે સર શૂલારી પર વરસી રહી હતી. કાઉન્સીલ, મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટી, મેડીકલ યુનિયનો આ બધાંમાં સર શૂલારીનો મત અને સલાહની કીમત અંકાતી. ધમધોકાર પ્રેકટીસમાં આ બધી જંજાળ ભળતાં સર શૂલારીને એક ક્ષણની પણ ફુરસદ રહેતી નહિ. પોતાની પત્ની કે બાળકોની સાથે પણ વાત કરવાનો પુરો સમય 'સર'ને મળતો નહિ. મણિબાગના રસ્તા પરના પોતાના વિરલ-વીલામાં એક સવારે ચા પી છાપાં પર નજર ફેરવી જવા હાથમાં લીધું કે ત્રીજે પાને મોટા અક્ષરમાં નીચે પ્રમાણે વાંચ્યું:

ઉંદરડીના નામદાર ઠાકોર સાહેબની પધરામણી. મહીકાંઠા એજન્સીના ઉંદરડીના ગઢવી પાસે અઢળક ધન મનાય છે. તેમની તબીયત આજ પાંચ સાત વર્ષ થયાં બરાબર રહેતી નથી. દરબાર સાહેબને મુસાફરી ને સુધરેલા લોકોનો કાંઇક અણગમો, એથી આટલો વખત એમને એમ ચલાવ્યા કર્યું. હાલ ઉઠતાં બેસતાં પણ માણસોની જરૂર પડે છે, એટલે કામદારે મહા મહેનતે એજન્સી મારફત દરબાર સાહેબ પર દબાણ કરાવ્યું છે કે મણીપુર જઇ સારા ડોકટરની પાસે સારવાર કરાવો. જેથી સારવાર કરાવવા દરબાર સાહેબ એક બે દિવસમાં મણિપુર પધારશે. ઘણે ભાગે આપણા પ્રખ્યાત ડૉ. સર શૂલારીની સારવાર નીચે રહેશે. મોટો સ્ટાફ અને નવ રાણીનો જનાનો સાથે આવશે.

સાધારણ માણસની તો સર સાહેબ પરવા ન કરે; પરંતુ અઢળક ધન, જાહોજલાલી વગેરે શબ્દોથી તો તેઓ જરા અંજાયા ખરા. આવું માલદાર કુળ પોતાને મળવાનું એ આશાએ થોડો આત્મસંતોષ પણ અનુભવ્યો. પોતાને અગાઉથી ખબર મળેલા નહિ એટલે પોતાની પોઝીશનને લીધે દરબાર સાહેબનો સત્કાર

કરવા સ્ટેશનપર પોતાનાથી જવાય નહિં, પરંતુ પોતાના અંગત મિત્ર સારાભાઈને સ્ટેશને જઇ તપાસ કરવા સૂચના કરી.

ગુરૂવારે દરબાર સાહેબ સ્પેશીઅલમાં પધાર્યા. સારાભાઇ સુચના મુજબ સ્ટેશન પર હાજર હતા. તેમણે બધી તપાસ કરી. ડોકટર સર શૂલારીને ખબર આવી કે, દરબાર સાહેબ સાથે કારભારી નથી. પરંતુ તેમનો સાળો છે. તેમના અંગ રક્ષક તરીકે ઓળખાતા ૭ ખવાસો છે. તેમની નવે રાણીઓ પણ સાથે છે. તેઓએ દારૂવાળા શેઠના બંગલામાં મુકામ કર્યો છે.

મણિપુરમાં એક બીજા ડોકટરની અટક શૂલારી હતું. તેમનુ નામ ડોકટર સરલચંદ્ર શૂલારી હતું. તેઓ ખાનગી પ્રેકટીસ કરતા હતા. નામ પ્રમાણે તેમનો સ્વભાવ સરલ હતો. તેમણે મણિપુરમાં હજુ તાજી જ શરૂઆત કરી હતી. તેમની પત્ની કલાવતી નર્સનું કામ શીખેલી હતી. તે બને ત્યાંસુધી દવાખાનામાં પોતાના પતિ સાથે બેસતી. ડો. શૂલારીએ આ સમાચાર પોતાની સ્રીને વંચાવ્યા અને નિઃસાસો મૂકી કહ્યું: "શૂલારી તો હું પણ છું. પણ મારાં નસીબ ક્યાંથી હોય? નામ શૂલારી થયું તેમાં શું વળે?" કલાવતીએ તેમને ધીરજ આપી "એમ ન અકળાઇએ. આપણું નશીબ ખીલશે ત્યારે પ્રભુ બધાં સારાં વાનાં કરશે. સૌનો વારો આવશે. આજે કાકા તો કાલે ભત્રીજા—અરે એ તો ભગવાનની મરજી હોય તો મોટા શૂલારી રહી જાય ને નાના શૂલારી ફાવી જાય. ભગવાનમાં ભરોંસો રાખો."

ગુરૂવારે સાંજે જોષી મહારાજને મુહૂર્ત જોવા બોલાવ્યા. દરબાર સાહેબ અગિયાર વાગ્યે ઉઠતા હોવાથી શુક્રવારે ૧૨થી ૧॥ સુધીમાં ડોકટરને બોલાવવાનું નક્કી થયું. માલજી જે મુખ્ય

હજુરી હતો તેને દરબાર સાહેબે કહ્યું કે કેશવરાયને ડોકટરનો બંદોબસ્ત વખતસર કરવા કહી દેજો. માધવરાયે ઉંદરડીથી નીકળતી વખતે ભલામણ કરેલ કે સર......શૂલારીની દવા કરાવવાની છે. ધ્યાનમાં રાખજો. કારભારીની અવેજીમાં તું જાય છે તો રુવાબસર બધું કામ લેજે. ગભરાઇશ નહિ. પોઝીશન સાચવવી. નહિ તો સ્ટેટમાં કોઇ ગાંઠશે નહિ–વગેરે. કેશવરાયને સવારે માલજીએ કહ્યું કે ડોકટરને ૧૨ થી ૧ાા વચ્ચે આવવાનો બંદોબસ્ત કરવાનો છે. કેશવરાય બે વર્ષ પહેલાં મણિપુર મિલમાં ચાર વર્ષ નોકરી કરી ગએલ એટલે એ મણિપુરનો જાણીતો ગણાતો. બીજા બધા સ્ટાફના માણસ તદ્દન અજાણ્યા હતા. કેશવરાયને ડોકટરને તેડવા જવું "પોઝીશનવાળુ"ન લાગ્યું, તેમ બીજા કોઇ મણિપુરના જાણીતા નહિ એટલે ટેલીફોનથી ડાકટર સાહેબનો ટાઇમ લેવાનું ધાર્યું. બાજુના બંગલામાં ટેલીફોન હતો. માલજીને સાથે લઇ ટેલીફોન કરવા ગયા. કેશવરાયે માલજીને કહ્યું કે "જો અહીં બેઠાં બેઠાં ડોકટરને બોલાવી આપું છું." માલજીએ ટેલીફોન જોએલ કે સાંભળેલ નહિ તેથી નવાઈ પામ્યો. કેશવરાયે ટેલીફોન બૂક ઉઘાડી, ડોકટરોનું લીસ્ટ જોવા માંડયું. ડોકટર શૂલારી સરલચંદ્રનું નામ જોતાં ટેલીફોન જોડી ડોકટરને બોલાવ્યા. ડોકટરે પુછયું: "આપ કોણ છો, શું કામ છે?" કેશવરાયે કહ્યું: "અમારા દરબાર સાહેબને તપાસવાના છે, તો એક વાગે આપ અહીં દારૂવાલા શેઠના બંગલામાં પધારજો." ડો. સરલ શૂલારી તો આભોજ બની ગયો. તેને સમજ ન પડી કે પોતાને કેમ બોલાવ્યો ! મુંઝવણમાં પડતાં જવાબ ન આપી શકયો. તેની સહચારિણી કળાવતી પાસે ઉભેલી હતી તેણે પૂછયું: "શું છે? કોનો ટેલીફોન છે કે આવડા વિચારમાં પડી ગયા છો!" ડોકટર શૂલારી કહે: " તું જવાબ દે. આ તો આજના

છાપાવાળા દરબાર સાહેબ એક વાગે તપાસવા બોલાવે છે.” કળાવતીએ ટેલીફોન હાથમાં લઈ પૂછ્યું: “આપ કોણ છો?” જવાબ આવ્યો: “હું કેશવરાય કારભારી; આપ કોણ?” “હું ડોકટર સાહેબની સેક્રેટરી છું; હું ડોકટર સાહેબને પૂછી હમણાંજ જવાબ આપું છું.” પોતાના સ્વામી સામું જોઇ જરા હસી અને જરાવાર પછી જવાબ આપ્યો: “વારૂ, ડોકટર સાહેબ એક વાગ્યે બંગલે આવશે–દરબાર સાહેબને સલામ કહેવરાવ્યા છે–અને આપનોય ઉપકાર માનવા મને કહ્યું છે; સાહેબ જી કારભારી સાહેબ.” કારભારી સાહેબ ટેલીફોન ઉપરના અવાજની મીઠાશથી કે જલ્દી પોતે ટાઇમ લઇ માલજીને છક કરી દીધો તેથી ગમે તેમ હોય પણ ખુશખુશ થઇ ગયા. માલજીને કહ્યું: “ડોકટર સાહેબ, બહુ મોટા છતાં સારા ને વિવેકી બહુ લાગે છે. સેક્રેટરી બાઈ હોય એમ ટેલીફોનના અવાજ પરથી લાગે છે. માલજી, મોટા શહેરની બલિહારી છે હો.”

ડોકટર સરલને શ્રીમંતો રજવાડાંમાં કામ કરવાનો અનુભવ નહિ, તેથી જરા ગભરાવા લાગ્યા, પરંતુ તેમની પત્ની કળાવતીએ તેમને હુશીયાર કરી દીધા. “હિંમત રાખો. બરાબર છાપ પાડો. અને બહુ મૂંઝાતા હો તો નર્સ તરીકે મને દરબાર સાહેબ પાસે ગોઠવી દેજો; એટલે હું બધું સાચવી લઇશ. તમે ક્યાં ડોકટરી ચોપડીઓનો ઓછો અભ્યાસ કર્યો છે? તમે પણ પાસ થએલા ડોકટર છો; બુદ્ધિ ક્યાં કમ છે? વાપરવાનો પ્રસંગ નથી મળ્યો એટલું જ! શરૂઆતમાં બધાય જરા આમ સંકોચાય. પરંતુ ધીરજ અને બુદ્ધિપૂર્વક કામ લેશો તો કાંઇ અડચણ નહિં આવે અને એક વખત હું દાખલ થઇ ગઈ એટલે પછી તમે નિશ્ચિંત છો.”

આવી રીતે હિંમત આપી કળાવતીએ ડોકટરને સરસ સૂટ

પહેરાવી પોતાની બહેનપણીની મોટર મંગાવી તેમાં રવાના કર્યાં અને દવાખાનામાંથી મોટરમાં બેઠેલા પોતાના સ્વામીને નીરખી રહી. હે પ્રભુ ! સરલ સ્વભાવના સ્વામીને સંસારની આ અટપટી જંજાળ ફાવે તેમ નથી. વિદ્યા છે પણ કળા ઓછી છે; પણ સંસારને એકલી વિદ્યાએ નથી ખપતી તેમ એકલી કળાએ નથી ખપતી. તેની વિદ્યા ને મારી કળા સાથે ભેળવીએ તો થાય. દંપતી નામ આ માટે તો નહિ યોજાયું હોય ?

ડો. શક્લારી બરાબર એક વાગ્યે બંગલે પહોંચ્યા. કેશવરાય કારભારી અને માલજી તેમને દરબાર સાહેબ પાસે તેડી ગયા. ડોકટરે તો ખુબ કાળજીપૂર્વક દરબાર સાહેબને તપાસ્યા. દરબાર સાહેબનું શરીર એટલું જાડું થઈ ગએલ કે પડખું પણ પોતાની મેળે ફરી ન શકે; પેટપર ચરબીના એટલા ગોટા ચડી ગએલ કે હાથ કે નળી અંદરના અવયવનો પાર પામી ન શકે. બીજાં અંગો પણ ચરબીના અતિરેકથી ઘાટબેઘાટ બની કામ કરી શકતાં નહિ. માલજીએ ડોકટર સાહેબને ધીમેથી જણાવી દીધું કે દિશાએ જઈને દરબાર પોતાની મેળે પૂંઠ સાફ નથી કરી શકતા. ખુબ ખોરાક વિષે તપાસ કરતાં માલુમ પડયું કે ખોરાકમાં કંઈક અંશે અકરાંતીઆપણું છે. સાંજે ખોરાક પચાવવાને બહાને હજુરીયાઓ દારૂ ખુબ લેવરાવે છે. ભૂખ લગાડવા બીઅર પીવો શરૂ કરેલ અને ત્યારથી ચરબી અતિશય વધવા માંડી, આજે વજન લગભગ ૪૦૦ રતલ હતું. ડો. શક્લારીએ જણાવ્યું કે અતિ ચરબીનું કારણ છે. અતિ આહાર, દારૂ ને કસરતનો અભાવ. હૃદયપર ચરબીનું પડ જમા થવાને કારણે નબળાઇ છે.

દરબાર સાહેબને તો આટલી તપાસથી શ્રમ પડયો ને પરસેવે રેબઝેબ થઈ ગયા. તેમણે ડોકટર સાહેબને કહ્યું કે "કારભારીને

બધી દર્દની ને દવાની વિગત સમજાવજો. હું આરામ કરીશ.'' ડૉકટરે કારભારીને બધી હકીકતથી વાકેફ કર્યા. દવા લખી આપી. ખોરાકના પ્રમાણ ને વખતનો કોઠો ચીતરી આપ્યો, દારૂ પીવાની મનાઈ કરી. કારભારી કહેઃ ''દવા ને ખોરાકનું તો બનશે; પણ દારૂની મુશ્કેલી પડશે. જનાનો સાથે છે તેથી હું આખો વખત હાજર રહી શકું નહિ હજુરીઆ દારૂ બંધ થવા ન દે. એ તો જો ચોવીસ કલાક ચોકસી કરીએ તો બને. દરબાર સાહેબ ભોળા માણસ છે. આપણે જે કહીએ તેની હા કહે, અને આપણે ન હોઈએ ત્યારે બીજા જે કહે તે. એટલે હાજરીની જરૂર રહે.'' ડો શૂલારીને આ પ્રસંગ ઠીક લાગ્યો ને સુચના કરી કે એક હોંશિયાર નર્સ દરબાર સાહેબની સારવાર માટે રાખીએ. એ ચોવીસે કલાક સાથે રહે અને બધું આપણી સૂચનાઓ અમલમાં મૂકે. કારભારીને પણ આ વાત ગમી ને ડૉકટર સાહેબને કહ્યું કે, આપ કોઈ સારી નર્સની ગોઠવણ કરી આપો. ડૉકટર સાહેબે નર્સ મોકલવાની હા કહી.

ડૉકટર સાહેબના ગયા પછી એક કલાકે ડૉકટર સાહેબની ચીઠી લઈ નર્સ આવી. કારભારી નર્સને દરબાર સાહેબ પાસે લઈ ગયો. ને આખો વખત આપની સારવાર માટે આ નર્સ ડૉકટર સાહેબે મોકલેલ છે એમ કહ્યું. નર્સ એક બે દિવસમાં જનાનામાં સહુ સાથે એટલી ભળી ગઈ કે ઘણા જૂના વખતનો સંબંધ લાગે, અને રાણીઓને દારૂથી થતાં નુકસાનના વાત સમજાવીને દારૂ બંધ કરવામાં બધી રાણીઓ એકમત થતાં હજુરીઆઓનું વિશેષ ચાલ્યું નહિ, ને બે દિવસમાં તો ઉતારામાંથી દારૂનું નામનિશાન બંધ થઈ ગયું.

સર શૂલારીએ બે દિવસ રાહ જોઈ; પણ દરબાર તરફથી

કંઇ તેડું ન આવતાં સારાભાઇને ફરી તપાસ કરવા કહ્યું. સારાભાઇએ બંગલે જઈ આડીઅવળી તપાસ કરી તો માલૂમ પડયું કે કોઈ નર્સ દરબાર સાહેબ પાસે છે ને કોઇ ડોકટર મોટરમાં આવે છે. સારાભાઇ વધુ માહિતી મેળવવા બંગલામાં અંદર ગયા ને હજુરીઆને કહી નર્સને મળ્યા. તેમણે ધીમેથી નર્સને પુછ્યું કે "દરબાર સાહેબને કોની દવા ચાલે છે ?" કળાવતીને સંશય પડયો કે આ શા માટે પૂછે છે? પણ તેણે મુખપર શંકા જણાવા ન દેતાં કહ્યું: "મને ડોકટર સાહેબનું આખું નામ તો નથી આવડતું પણ સરલ જેવું કંઇક છે. તમારે જોઇતું હશે તો આજ બરાબર પૂછી રાખીશ. હું હજી અહીંના બધા લોકોને બરાબર ઓળખતી નથી, તમારે કંઇ ખાસ કામ હોય તો કહો."

સારાભાઈને લાગ્યું કે આ નર્સ કોઈ નવી ને ભોળી લાગે છે, તેથી ધીમેથી તેણે કહ્યું: "ડો. સર શુક્લારી મારા ખાસ મિત્ર છે, દરબાર સાહેબ સર શુક્લારીની દવા કરાવવાના હતા એમ છાપામાં હતું. બે દિવસ થયા ને હજી ડોકટરને તેડું નથી આવ્યું તેથી હું તપાસ કરવા આવ્યો છું કે શું હકીકત છે, તો તમો તપાસ કરી રાખજો કે ડોકટર આવે છે તેનું નામ શું ? સર શુક્લારીને કયારે બોલાવવાના છે ? અને બને તો સર શુક્લારીનું નામ તમેજ સૂચવી દેજો. હું ડો. સર શુક્લારીને તમારી ભલામણ કરી દઇશ એટલે તમને અહીં નવા છતાં ધંધામાં કંઇ અડચણ નહિ પડે."

આટલી વાત કરી સારાભાઈ ગયા. કલાવતી વિચારમાં પડી: આમ જો બધા મોટા ડોકટરો તજવીજ કરતા રહે તો મારા સરલને ઉંચે આવવા જ ન દે. વળી દારૂનું તો બંધ થયું. પણ હાલવાચાલવાનું અહીં બની શકે નહિ. તો આજે સરલચંદ્રને કહી દઉં કે માથેરાન કે મહાબળેશ્વર દરબાર સાહેબને લઇ જવાની જરૂર છે. રાણીઓને પણ સમજાવી દઇશ. ત્યાં હાલવાચાલવાનું

થશે અને ફાયદો પણ સારો પડશે અને બીજી દખલ પણ દૂર થશે. તેની આ સૂચનાથી ડૉ. સરલચંદ્રે સાંજે દરબાર સાહેબને હવા ખાવાના મથકપર જવા સૂચના કરી. નર્સે કારભારી અને રાણીઓને સમજાવી દીધાં ને બીજે દિવસે ડૉ. સરલચંદ્રને સાથે લઇ બધા માથેરાન ઉપડી ગયાં. ખોરાક નિયમિત થયો. આસ્તે આસ્તે હરવાફરવાનું થયું અને કળા અને સરલચંદ્ર તનતોડ મહેનત કરવા લાગ્યાં. પરિણામ પહેલે મહિને તો પંદર શેર વજન ઓછું થયું. બીજે ત્રીજે મહિને તો દરબાર સાહેબને ખૂબ સ્ફુર્તિ આવવા માંડી. બે માઇલ ચાલવા માંડયાં ને દરબાર ડૉકટર સાહેબ પર ખુશ થઇ ગયા. કેશવરાય તબીયતના સુધારાના ખબર ઉંદરડી આપતો જતો. ત્રણ મહિને બધાં પાછા આવ્યાં. મણીપુર બે દિવસ ઉતર્યા. ડૉ સાહેબને બીલ મોકલાવવા કહ્યું. સરલચંદ્રે કળાવતીને પૂછયું. કળાવતીએ મોટા ડૉકટરની પુરી ફી રોજના હિસાબે ભરવા કહ્યું. રોજના પાંચસો લેખે ત્રણ મહિનના રૂા. ૪૫૦૦૦ નું બીલ કર્યું. દરબાર સાહેબે ૪૫૦૦૦ રૂા. ને પાંચ હજાર ઇનામના એમ ૫૦૦૦૦ અને નર્સને પાંચ હજાર આપ્યા અને કલેકટરને પાર્ટી આપી. પાર્ટીમાં ગામના સહુ આગેવાન ગૃહસ્થો, ઓફીસરો વકીલ ડૉકટરોને આમંત્ર્યા હતા. મેળાવડામાં દરબાર સાહેબ, ડૉકટર અને કળાવતી ફરતા હતા ત્યાં ડૉ. સર શૂલારી મળ્યા. કલેકટરે ડૉકટરને દરબાર સાહેબની ઓળખાણ કરાવી. દરબાર સાહેબે પુછયું: "આપ પણ ડૉકટર શૂલારી છો ?" કળાવતી પ્રસંગ સમજી ચતુરાઇથી બોલી ઉઠી, "હજુર, આપના ડૉકટર સાહેબના એ કાકા થાય." દરબાર સાહેબ–"વાહ, આખું કુટુંબ ડાકટરનુંજ છે. આ તમારો ભત્રીજો પણ કુટુંબનું નામ રાખે એવો છે હો !" કાકાને આ વાકય કેટલું ગમ્યું હશે તે પ્રભુ જાણે. હજી પણ સર વિનોદચંદ્ર શૂલારીને મન એ વાત આશ્ચ- ર્યજનક રહી ગઇ કે સરલ શૂલારી દરબારમાં દાખલ શી રીતે થઇ ગયો ?

# મફતની દવા



મુંબઈમાં પગ મૂકતાં જ મગનલાલને લાગ્યું કે પોતાનાં પુણ્ય પરવારી ચૂક્યાં. ક્યાં મણિગઢ ને ક્યાં મુંબઈ? ક્યાં મણિગઢમાંની દોમદોમ સાહેબી? ને ક્યાં મુંબઈમાંની પોતાની મુફલીસ હાલત? મણિગઢમાં જગુ ફોજદાર એટલે ન્હાનો સરખો મહારાજા; ને મગનભાઈ તો જગુ ફોજદારના દેવના દીધેલ; એટલે મગનભાઈની સાહેબીમાં શી મણા રહે? આજની જનતા ભલે પૈસે વ્યવહારની વાતો કરતી હોય પણ મગનલાલનો અનુભવ તો જુદો હતો. પૈસા મૂકવાના હોય તે સિવાય મગનલાલને કદી પણ ખીસામાં હાથ નાંખવો પડેલો નહિ. હોટલથી માંડીને નાટકશાળા સુધીના વિલાસ એમણે મફત માણેલા. પોતાના એક સ્મિતના બદલામાં સીગારથી માંડીને સેન્ટ સાબુ ને મોજાંએ મફત મેળવતા રહેલા. રોજ સાંજે વાંકી ટોપી મૂકીને એ પાન ખાવા જતા ત્યારે

પોલીસ, હવાલદાર ને જમાદારોની સલામ ઝીલી ઝીલીને એમના હાથ દુખવા આવતા; ખવાસ, પટાવાળા ને ડ્રાઇવરો પર સ્મિત વરસાવી વરસાવીને એમના ગાલ દુખી જતા. મણિગઢમાં તો મગનભાઇની હસતી આંખ ને મીઠાં વેણ ગમે તે વસ્તુ મેળવી શકતાં. તેને બદલે અહીં મુંબઈમાં એમનો કોઇ ભાવ જ પૂછતું નહોતું. મણિગઢમાં રોજ ખુશામત કરી કરીને ઉંધો વળી જનાર પેલો ભવાન જાણે દીઠે ય ન ઓળખતો હોય તેમ ગઇ કાલે મગનભાઇ પાસેથી ચાલ્યો ગયો હતો ને આજે સવારે જ પેલો ગફુર ભીંડી બજારમાં એમને મળ્યો ત્યારે કેવો કતરાઈ એમના તરફ જોઇ રહ્યો હતો ?

મગનભાઇનું ચાલ્યું હોત તો તો એ કદિ પણ મણિગઢ મૂકીને મુંબઇ ન આવત. પણ જગુ ફોજદારની સત્તાનાં પૂર ઓસર્યાં. તેમના વિરૂદ્ધ અનેક પ્રકારની ફરિયાદો થઇ. જગુભાઈ અટકમાં મૂકાયા અને આ પરિવર્તનને પરિણામે કે પાપના ભરાઇ જવાથી જગુ ફોજદારનું મરણ થયું. જગુ ફોજદાર જતાં મગનભાઇના સુખના દિવસ પુરા થયા ને મણિગઢમાં તે વિપત્તિમાં આવી પડયા. જગુ ફોજદાર ગયા એટલે એમની શેહ પણ ગઇ ને મગનભાઈની સામે નિર્વાહનો પ્રશ્ન આવીને ઉભો રહ્યો. એમને પહેલીજ વાર સમજાયું કે જો જીવવું હોય તો ખાવાની જરૂર છે ને ખાવું હોય તો કમાવાની જરૂર છે. કમાવા માટે બધાંની જેમ મગનભાઈની નજર પણ મુંબઇ ઉપર પડી; અને એ પોતાની સ્રીને અને નાના બાળકને લઇ મુંબઇ આવ્યા.

મુંબઇ આવ્યા કે તુરત જ એમને લાગ્યું કે એ મણિગઢ નથી. જગુ ફોજદાર જીવતા હોય તો યે મુંબઇમાં કોઇ એમના તેજમાં અંજાય તેમ નહોતું એટલે નાટક સીનેમા તો ઠીક પણ પાન

ખાવા માટે મગનભાઇને ખીસામાંથી પૈસા કાઢવા પડતા. આમ મણિગઢમાં વધતા તે પૈસા અહીં ખીસામાં પડયા પડયા પણ ઓગળી જતા ને નોકરીનું કયાંય ઠેકાણું નહોતું. સવારથી સાંજ સુધી નોકરીની શોધમાં ભમવું આથડવું ને અંતે 'જગ્યા નથી' કે બહુ બહુ તો 'ભલે અરજી મૂકી જાઓ જોઇશું' ના જવાબ સાંભળીને પાછા આવવું. આટલામાં જ રોજ દસ બાર આનાનું પાણી થતું. મુંબઈમાં મગનભાઈ ને આ પાલવે તેમ નહોતું; એટલે દાંત ન બગડે તે માટે તેમણે પાન ખાવા બંધ કર્યા, પેટ ન બગડે તે માટે ચ્હાપાણી પીવાનું છોડી દીધું, આંખ ન બગડે તે માટે તેમણે નાટક-સીનેમાનો ત્યાગ કર્યો ને અપચો ન થાય તે માટે તેમણે જ્યાં જવું હોય ત્યાં પગે ચાલીને જ જવાનો નિર્ણય કર્યો. આમ મણિગઢમાં જરૂરીયાતની બની ગઇ હતી તે વસ્તુઓ અહીં મફત ન મળવાથી તેમના વિના ચલાવી લેવાનું મગનભાઈએ યોગ્ય ધાર્યું.

ને ત્રણ ચાર મહિનાના આવા તપ પછી મગનભાઇ પર ભાગ્યદેવી 'પ્રસન્ન' થઈ. મણિગઢવાળા રામલાલ શેઠે એમને પોતાની શેર બજારની ઓફીસમાં લઇ લીધા ને માસિક રૂપિયા પાંતરીસની છોળ એમના ઉંબરાને પખાળવા લાગી.

સાંજે થાકયા પાકયા મગનભાઇ દાદર ચ્હડતા હતા ત્યાં જ એમણે બાબુની ચીસો સાંભળી. ધબકતે હૈયે તે ઘરમાં ગયા. અવ્યવસ્થિત ઓરડીના એક ખૂણામાં બાબુને ખોળામાં લઇ વ્રજકોર બેઠી હતી. તેની પાસે પડોશનાં જીવીમા બેઠાં હતાં. બાબુ વારેવારે ચીસો નાંખ્યા કરતો હતો. વ્રજકોર હીલીઘ્હેલી થઇ ગઇ હતી. જીવીમા સ્થિતપ્રજ્ઞની જેમ ગંભીરતાથી બાબુને પેટે હાથ

ફેરવી રહ્યાં હતાં. મગનભાઇ ઓરડીમાં પેઠા કે તરત જ વ્રજકોર રડી પડી.

"બળ્યું આમ તે હૈયું હારી બેસાય? પોલ જેવાં છોકરાં તે અમથાં ઉછરે?" જીવીમા બોલી ઉઠ્યાં.

"શું છે મા?" મગનભાઇએ જીવીમાને પૂછ્યું.

"કાંઇ નથી ભાઇ. વહુનું હૈયું પોચું ને એટલે રોકકળ કર્યાં કરે છે. હું તો કહી કહીને થાકી કે બાઇ, તારા બાબુને કાંઇએ નહિ થાય. એ તો દાંત ફૂટે ત્યારે છોકરાંને ઝાડાઉલટી તો થાય જ ને? ને આ તો ઝાડા ઉલટી ગે કયાં છે? મારો ભીખલો તો સાવ નીચોવાઇ ગયો'તો, તારા બાબુડાને તો કાંઇ નથી."

"કાંઇ નથી? બપોરનો એ જંપ્યો છે ઘડીયે! જુવોને કેવો રડયા કરે છે?" વ્રજકોર બોલી.

"તે રડે નહિ ત્યારે શું હસે? દાંત ફૂટવા કાંઇ સોહ્યલા છે, મારી બાઇ? ડેકામારી ને એળીઓ ચટાડ જરા; પછી જો કેવો જંપી જાય છે?"

"ના, નથી ચટાડવા મારે ડેકામારી ને એળીયો. મારે કાંઇ પાંચસાત નથી. જાવ ડાકટરને બોલાવી આવો." વ્રજકોર મગનભાઇ તરફ ફરી. મગનભાઇએ જીવીમા સામે જોયું ને વ્રજકોરની આંખમાંથી આંસુ ને અગ્નિ બન્ને ખરવા લાગ્યા. "જાવ ને, ઉભા ઉભા જોયા શું કરો છો? બપોરનો બાપડો રડયા કરે છે. ઝાડાઉલટીથી તો આખો ધોવાઇ ગયો. જાવ ઝટ.

ફૂલ જેવું બીચારૂં બાળક એને કરમાઈ જતાં વાર શી લાગે ?" વ્રજકોર હીબકાં ભરવા લાગી.

જીવીમાએ જરા મોઢું મરડયું. મગનભાઈ મનમાં ધુંધવાયા ને દાદરો ઉતરી ગયા.

ડોકટર આવ્યા. બાબુને એણે તપાસ્યો "કાંઈ ધાસ્તી જેવું નથી." ધીરગંભીર સ્વરે તે બોલ્યા. "દાંત ફુટે છે. બેચાર દિવસમાં મટી જશે. સવારસાંજ દૂધમાં અકેકેક ટીકડી કલઝાના આપજો. દિવસમાં ત્રણ વખત લાઈમ વોટર પણ આપજો. એબીની મધરનો કોઠો સાફ રહેવો જોઇએ. ઓઇલ રિસીની ચાલશે." ડોકટર ગયા. તેની ફીમાં અને તેણે સૂચવેલ દવાઓ ખરીદવામાં મગનભાઇના દસેક રૂપિયા ગયા.

આવું કયાં સુધી ચાલે ? બાબુને સુવાણુ થયું ત્યાં વ્રજકોર માંદી પડી. ડોકટરનું બીલ વધવા લાગ્યું. પાંતરીશના પગારમાંથી પંદર વીસ રૂપીઆ ડોકટરને આપતાં ભોજન માટે સદાવ્રત શોધવાની જરૂર મગનભાઇને પડી. પણ મુંબઇ નહોતું કાશી કે નહોતું મણિગઢ. કાશી હોય તો સદાવ્રતના સુકાળને લીધે ભોજનની ચિન્તા ન નડે. મણિગઢ હોય તો ડોકટર સામેથી દોડતો આવે, ને દવાની પણ રાતી પાઇ ન પડે. અહીં તો મોદી અને ડોકટર બન્નેનો સંબંધ પૈસા સાથે અને બન્નેને સંતોષી શકે તેટલા પૈસા કાઢવા કયાંથી ? મગનભાઇ મૂંઝાયા.

પણ અંતે બધી મૂંઝવણોની જેમ, આ મૂંઝવણમાંથી પણ માર્ગ નીકળ્યો. ઘરાક અને વેપારીનો રોકડીયો સંબંધ રાખવાને બદલે એકાદ ડોકટરની સાથે અંગત સંબંધ કેળવી લેવાનુ

મગનભાઈને યોગ્ય લાગ્યું. સંસારના આટલા અનુભવ પછી એવા અંગત સંબંધો જામી ગયેલા ડોકટરો કરતાં નવા અને બેકાર ડોકટરની સાથે જ સરળતાથી ફેળવી શકાશે એમ પણ મગનભાઈને સ્પષ્ટ સમજાયું.

અને તે શિકારે નીકળ્યા.

નવા ડોકટર જેટલું દયાપાત્ર પ્રાણી કયું હશે? નિશ્ચિંત અભ્યાસકાળમાં ફાવે તેવી સ્વપ્નસૃષ્ટિમાં રમતો અને રાચતો, મલબારહીલ પર બંગલો, રોલ્સ રોઈસ કાર ને પાંચથી દસ હજારની પ્રેકટીસના મનોરથો સેવતો આનંદી અને આશાવાદી નવો ડોકટર વિદ્યાપીઠની પદવી મેળવીને સ્વતંત્ર દવાખાનું ઉઘાડતો હશે ત્યારે એના હૃદયમાં કેવા ભાવ ઉઠતા હશે? દલાલ, દેશમુખ કે ભરૂચાની સ્પર્ધા કરવાનાં તેનાં સ્વપ્નની સિદ્ધિ તેને કેટલી સરલ લાગતી હશે? દર્દીઓની ગીરદી, વીઝીટ માટે દોડધામ, પૈસાની ટંકશાળ ને કોઈ કોઈ વખત પૃથ્વીના પટ પરથી દુઃખ અને દર્દોનો સમુળો નાશ કરી નાખવાની ઉદ્દામ સેવાભાવના આ બધાંની તરંગજાળમાં શેખચલીની માફક એ કેવો ગુંચાઈ જતો હશે?

ઉંઘ વેચીને તે ઉજાગરા કરે છે. ખાવુંપીવું ભૂલીને એ દર્દોની જાતો, લક્ષણો ને ઉપચારો ગોખે છે. પરીક્ષામાં એ બેસે છે. પરીક્ષકની ધૂનનો ભોગ થતાં એ સદ્‌ભાગ્યે બચી જાય છે ને અને એની પાંચ વર્ષની તપશ્ચર્યાનાં ફળ જેવી પદવી મળે છે. એને ઘેર કંસાર રંધાય છે. એનાં માતાપિતાને પુત્રજન્મોત્સવથી પણ અધિક આનંદ થાય છે. એના પોતાના પગ પણ પૃથ્વી પર નથી રહેતા. એ હવામાં ઉડે છે.

એ દવાખાનું ખોલે છે. રંગબેરંગી શીશીઓથી એના

કબાટોને ભરી દે છે. નવી ઢબનાં સુંદર રાચરચીલાંથી એ પોતાનાં દવાખાનાને શણગારે છે. ભીંતને એક ખૂણે પોતાની મોંઘામૂલી ડીગ્રીનો ખરડો, બીજે ખૂણે પદવીદાન વખતનો પોતાનો ઝભ્ભાવાળો ફોટોગ્રાફ, ત્રીજે ખૂણે પોતાની નાનકડી નાત તરફથી મળેલું માનપત્ર ને ચોથે ખૂણે પોતાની કોલેજનાં ગેધરીંગ વખતનો ફોટોગ્રાફ ગોઠવે છે. બારણા પાસે, આકર્ષક અક્ષરે એ પાટીયું લટકાવે છે:

## ડો. નવનીતલાલ સી. ગાંધી,

### એમ. બી. બી. એસ, ફીઝીશીયન એન્ડ સર્જ્યન.

ઊછળતે હૈયે તે દવાખાનામાં ફરે છે. ઘડીક ડીગ્રી તરફ તો ઘડીક પદવીદાન વખતના પોતાના ગૌરવપૂર્ણ ફોટોગ્રાફ તરફ એ સગર્વ જુવે છે. દવાના કબાટ અને સુઘડ રાચરચીલું જોઇને એ સંતોષ અનુભવે છે. ફરતી ખુરશી પર એ ઝુલે છે ને એ રાહ જુવે છે.

કોની? પોતાના દર્દીની. એવો દર્દી કે જેને આરોગ્ય આપીને પોતે પોતાની વિદ્યાને સફળ કરી શકે, જેના દ્વારા પોતે પોતાની મહત્વાકાંક્ષાને મૂર્ત કરી શકે. તેને એ તપાસવા માગે છે, ગંભીરતાથી ને ઝીણવટથી. તેને એ વશ કરવા માગે છે, મીઠાશથી ને માર્દવથી. તેને એ નિરોગી કરવા માગે છે, પોતાના કૌશલ્યથી ને રામબાણ ઓષધથી. દર્દીની એ રાહ જુવે છે અને એને કોઇનાં પગલાં સંભળાય છે. એ ચમકે છે, કપડાં ઠીક કરે છે, સ્વસ્થ થાય છે, આતુરતાથી બારણાં સામે તે જુવે છે. ટપાલી દાખલ થાય છે ને 'ડો. ગાંધી' કહીને બરગોઇન્સનું પ્રાઇસ લીસ્ટ ફેંકી જાય છે.

ડૉક્ટર નિરાશ થાય છે. દર્દીની રાહ જોતાં તેના દિવસો વીતતા જાય છે. તેનો ઉત્સાહ ઓસરતો જાય છે. તેનાં સ્વપ્નો આથમતાં જાય છે. આદર્શ અને સિદ્ધિ વચ્ચેનું અંતર તેને અમાપ લાગે છે. સાધ્ય અને અસાધ્ય દર્દોથી ઘેરાયેલા અનેક દર્દીઓને તે પોતાના દવાખાના પાસેથી પસાર થતા રોજ જુવે છે. બધાંના પગ જુના અને જામી ગયેલા ડૉક્ટરોના દવાખાના ભણી જ વળે છે. ડૉ. ગાંધીને બારણે કોઈએ ફરકતું નથી. અનુભવ વિનાનો મહેતો, મુનીમ કે કારકુન પણ કોઈને પોસાતો નથી, તો ડૉક્ટર તો ક્યાંથી જ પોસાય? કાચી બુદ્ધિવાળા, બીનઅનુભવી છોકરાના હાથમાં પોતાની જીંદગી જેવી જીંદગી કોણ સોંપે?

દીવા થઇ ગયા છે. ઘરાકની આશામાં આજે પણ ડૉ. ગાંધી બેસી રહ્યા છે. સાંજનું છાપું વાંચી છેલ્લું બગાસું ખાઇ ઊઠવાની એ તૈયારી કરે છે; ત્યાં બારણામાં મગનભાઈ દાખલ થાય છે.

"કેમ ડૉક્ટર સાહેબ? આજ તો વહેલાવહેલા?" શિકારીને શોભે એવું હાસ્ય ફરકાવીને મગનભાઇ, ડૉક્ટરની સામે પડેલી ખુરશી પર ગોઠવાયા. પહેલેજ પરિચયે છૂટ લેવાતી જોઇને ડૉ. ગાંધી જરા અકળાયા. "હા, ના.........પણ આજે જરા બહાર જવું છે." ડૉક્ટર બોલ્યા.

"અરે શું મારા ભાઈ, 'બહાર જવું છે' 'બહાર જવું છે' કરો છો? દુકાન માંડી નો થડા પર બેસીને તપ કરવું જોઇએ ને? આ પેલા દવે ડૉક્ટર પણ તમારી જેમ વહેલાવહેલા ઉઠી જતા. પછી એમને કહ્યું કે, ભાઈ, ઘરાક હોય કે ન હોય, પણ દવાખાનું તો ઉઘાડું રાખવું જ જોઇએ. દવાખાનું ખુલ્લું હોય તો કોઇક દિ' પણ કોઇકને અંદર આવવાનું મન થાય. ને ડૉક્ટર

દવે સમજુ પણ ખરા, હોં ડોક્ટર સાહેબ. કોઇ દિ' મુંબઇ નવ પહેલાં દવાખાનું બંધ ન કરે. ને એમનું તપ એમને ફળ્યું ખરૂં. એક દિ' અમારી જોડેના મણિભાઇનો છોકરો માંદો થઈ આવ્યો. રાત ટાણે ડોકટરને શોધવા દૂર કયાં જવું ? દવે ડોકટરને બોલાવ્યા. માણુસ ટાઢા ને નસીબમાં જશ એટલે છોકરાને આરામ થઇ ગયો. તે દિ'ના અમારા માળામાં દવે ડોકટર વિના બીજા ડોકટર નહિ. એમ છે મારા સાહેબ, હેં, હેં, હેં, લ્યો પાનબાન ખાશો કે ?" હસીને મગનભાઈએ ડોકટર પાસે પાનની ડબ્બી ધરી.

"ના, થેંકસ, હું પાન નથી ખાતો." મગનભાઇના વર્તનથી ડોકટર જરા અકળાતા હતા. સાવ અજાણ્યો માણુસ આ રીતે છૂટ લઇને તેમની સાથે વાતો કરે એ તેમને ગમતું ન હતું. પણ દવે ડોકટરની વાતમાં તેમને સ્વાભાવિક રીતે જ રસ આવતો હતો એટલે મગનભાઇનું અપમાન કરી ન શકયા.

"ડોકટર દવે કયા ? પેલા ખેતીવાડીવાળા ?" ચશ્માની ફ્રેમ સરખી કરતાં ડોકટરે પૂછ્યું.

"એ જ તો, મારા સાહેબ, રમણીકભાઇ દવે, પેલા રૂપાળા સરખા છે તે, માણુસ હાથરખો બહુ, હોં ! ન ઓળખ્યા એમને ?"

"હા, હા, અમે કોલેજમાં સાથે હતા. બેએક વર્ષ મારાથી આગળ ભણુતા હતા. એમની પ્રેકટીસ તો જામી ગઇ છે, ખરૂં ને ?"

"જામી જાય નહિ ? અમારા મણિભાઇની લાગવગ કેટલી મોટી છે ? એક તો માણુસ પોતે જ સલૂકાઇવાળો ને બીજી મણિભાઇની લાગવગ."

"હાસ્તો, વાડ વિના વેલો કયાંથી ચડે ?"

"એમ નહિ; પણ દવે ડોકટરનુંયે મૂલ ન થાય હોં, ડાકટર સાહેબ. મણિભાઇએ એમને એટલો ટેકો આપ્યો તે: ગુણ દવે ડાકટર હજી સુધી ભૂલ્યા નથી. હજી જ્યારે ને ત્યારે, અધરાતે, મધરાતે મણિભાઈ દવે ડોકટરને ત્યાં જ દોડે. ન ડોકટર કોઇ દિ' મોઢું મરડે કે ન કોઇ દિ' પૈસા એકનું ય બીલ કરે. સંબંધ તે કાંઈ અમથો સચવાય છે?"

નવા ડોકટરોના મ્હોમાં પાણી છૂટવા લાગ્યું. ડો. દવેની પ્રેકટીસ દોઢ બે વરસમાં જ જામી ગઇ હતી ને માસિક અઢીસોથી ત્રણસો રૂપીઆ સુધી પહોંચી હતી અને તે માત્ર મણિભાઈની જ લાગવગથી. મગનભાઇની સાથે પોતાને પણ એવો જ સંબંધ બાંધવાની ઇચ્છા થઇ. તે સંબંધ એમણે બાંધ્યો. ડૉ. ગાંધીનું દવાખાનું મગનભાઈની રોજની બેઠક થઇ પડયું. રોજ રાત્રે મગનભાઇ પોતાના બેત્રણ મિત્રોને લઇને ડૉ. ગાંધીને ત્યાં ઉપડે. દોઢ બે કલાક એમને ત્યાં બેસી ગામગપાટા મારે. મગનભાઇ ડોકટરને મોઢે તેમનાં વખાણ કરે. પોતાના માળામાં પણ ડો. ગાંધીનાંજ ગુણગાન ગાતા ફરે. અને એક વખત તો સાચેસાચ એમણે ડો. ગાંધીને એક દર્દી પણ મેળવી આપ્યો. ડો. ગાંધી મગનભાઈના ઉપકાર તળે દબાયા એટલે મગનભાઈની ચિન્તા ટળી. ત્રજેકાર કે બાળુની તબીયતની એમને હવે ચિન્તા રહી નહિ. જરા આંખ માથું દુખે કે સહજ અપચો અજીર્ણ વરતાય કે દોડે ડો. ગાંધીને ત્યાં. ડો. ગાંધી પણ મીઠાશથી સંબંધ નભાવ્યે જાય. દવા તો ઠીક પણ દવાની શીશીયે દવાખાનામાંથી આપે ને બીલ રાતી પાઇનુંયે કરે નહિ. આમ મગનભાઇની મોટામાં મોટી ચિન્તા ટળી. ડો. ગાંધીને મગનભાઇની ઓથ મળી.

અને બન્નેના દિવસો વીતવા લાગ્યા.

દિવસો વીતવા લાગ્યા. મગનભાઈને શેર બજારમાં ફાવી ગયું. નોકર મટીને એ દલાલ થયા. અને દલાલમાંથી શેઠ થયા. મુફલીસ મગનભાઈને ત્યાં મોટરો દોડવા લાગી. મોટરો દોડવા લાગી તેમ તેમ મણિગૌરીનો એમનો જૂનો સ્વભાવ જોર કરવા લાગ્યો. પૈસો અને વૈભવ વધ્યાં પણ મફતનો માલ ખાવાની એમની જન્મગત આદત નષ્ટ ન થઈ. મુંબઈ હતું એટલે બીજું તો મફત મળી શકે તેવું હતું નહિ, પણ મફતની દવા અને પરબારી બપોરની ચા મેળવવાનો એમનો નિત્યનો નિયમ થઈ પડ્યો.

આ નિયમને પોષણ પણ ડો. ગાંધીને ત્યાં સારી રીતે મળ્યું. ડો. ગાંધીની પ્રેકટીસ જામતી જતી હતી. મગનભાઈ જેવા જ સંબંધો એમણે બીજા પણ કેટલાક માણસોની સાથે કેળવ્યા હતા. આ સંબંધીઓમાં નાટક કંપનીનો એક એકટર, ઈન્કમટેક્ષ ઓફીસનો શિરસ્તેદાર, ઘરવાળાનો મુનીમ, ઇન્સ્યુરન્સ કંપનીનો એજન્ટ, ખાદીધારી સેવક રવજીભાઈ અને લક્ષાધિપતિ શેઠ ત્રિકમલાલ આ બધાનો સમાવેશ થતો. આ સંબંધો ડો. ગાંધીને પોતાની પ્રેકટીસ જમાવવામાં ફળ્યા, તો મગનભાઈને પોતાની ઝીણીઝીણી મોજશોખની વસ્તુઓ મફત મેળવવામાં ફળ્યા.

મગનભાઈ શેઠ થયા એટલે વ્રજકોર શેઠાણીની ગૃહસ્થાઈનો શો પાર રહે ? તેમને પણ પોતાની તબીયત નરમ બતાવવાનો રોગ લાગુ પડ્યો. મ્હોટાં માણસો સાવ સાજાં ક્યારે હોય છે ? વ્રજકોર શેઠાણી પણ સદાનાં માંદાં રહેવા લાગ્યાં અને માંદાં રહેવું એમને પાલવે તેમ પણ હતું. ડો. ગાંધી સાથે મગનભાઈને ઘરવટ જેવો સંબંધ હતો અને ડો. ગાંધી જેવા દૂઝતા હોય ત્યાં માંદા રહેવાની મોજ કોણ જતી કરે ? સાધારણ રીતે દરરોજની એક વીઝીટ તો ડોકટર ગાંધીની એમને ત્યાં ખરીજ. મહિને ચાર

૭ વખત દિવસની બે વીઝીટ પણ થાય. આવા નિકટના સંબંધ આડે પોતે પામતા પહોંચતા હોવા છતાં, મગનભાઇને ફી આપવી સૂઝતી નહિ; ને ડોકટરને સૂઝે તો યે માગી લેવા હિમ્મત આવતી નહિ.

ડો. ગાંધીને વચમાં ત્રણ ચાર મહિના બહારગામ જવું પડયું. પોતાનું દવાખાનું એ બીજા ડૉક્ટરને સોંપતા ગયા. મગનભાઇની ભલામણ પણ કરતા ગયા. પણ નવો ડૉક્ટર તો મગનભાઈથી ત્રણ દિવસમાંજ ત્રાસી ગયો. નકામી નકામી વીઝીટ કરાવે, ચાર ચાર દાદર ચ્હડાવે. દવા તો મફત. પણ દવા પણ ડૉક્ટરનોજ માણસ પહોંચતી કરે. આ ન્યાય તે કયાંનો? એને ખૂબ ચ્હીડ ચ્હડી અને મગનભાઇને મુંઝવીને પોતા પરથી આફત ટાળવાનો એણે એક નવો માર્ગ શોધી કાઢ્યો. દર્દ બહુ ગંભીર છે એમ કહીને કન્સલ-ટેશન, એકસ રે, લેબોરેટરી વગેરેના માર્ગ બતાવીને તેમણે મગનભાઇને એકવાર તો સારા ખર્ચમાં ઉતારી દીધા. રોજ બબ્બે વાર કન્સલટીંગ ફીઝીશીયન આવે. એકાદ સર્જન પણ આવે. મોઘાંમાં મોઘાં ઈન્જેકશન ખરીદાય. નર્સ પણ રાતદિવસ રહે. આમ કરવાથી મગનભાઇ પોતાનો કેડો છોડશે એમ તેને લાગ્યું. પણ પરિણામ અવળું આવ્યું. ડૉક્ટરની દોડધામ અને નર્સનો અખંડ પહેરો જોઇને વજકોર શેઠાણીને સાચેજ ધ્રાસકો પેઠો. પોતાનો મંદવાડ જીવલેણ હશે જ એવો એમને વહેમ પડયો ને મંદવાડ સાચેજ વધવા લાગ્યો, મગનભાઈ બરાબર ગભરાયા ને ડો. ગાંધીને તાર કરી તેડાવ્યા.

ડો. ગાંધીએ વજકોર શેઠાણીને તપાસ્યાં; રોગ શારીરિક કરત. માનસિક વધારે નીકળ્યો. પહેલે દિવસે તો ડો. ગાંધીને આખો દિવસ શેઠાણીની પથારી પાસે બેસી રહેવું પડયું; અને આઠેક

દિવસ તો રોજ સવાર, બપોર, સાંજ, કલાક કલાક શેઠાણીની પથારી પાસે ગાળવો પડ્યો. ડોક્ટર જવાનું નામ લે કે તરતજ દર્દીની તબીયત લથડી જાય. શરૂઆતના દિવસોમાં આમ ડોક્ટરનો વખત જાય તેની હરકત નહોતી. પણ હવે ડો. ગાંધીને આમ વખત ગાળવો પોસાય તેમ નહોતું. રજેરોજ શેઠાણીનો નજીવો મંદવાડ સંભાળતાં ડોક્ટરના બીજા દર્દીઓ રઝળી પડે તેમ હતું; અને છતાં ડોક્ટર રહ્યા મોઢાના મોળા. તેમાં વળી દર્દીને ડોક્ટરમાં અતિશય વિશ્વાસ ને મગનભાઇને પૈસાનો લોભ. ડાક્ટર આમ ધર્મસંકટમાં આવી પડ્યા. પણ કરવું શું ?

એક મફતના દર્દી માટે આખી પ્રેક્ટીસ જતી કરવી ? કે મગનભાઇને મોઢેમોઢ સંભળાવી દેવું ? ડોક્ટરથી એમાંથી કાંઇ પણ થઇ શકે તેમ નહોતું. એમણે ત્રીજો જ માર્ગ શોધ્યો.

"બેનને હવે તો ઠીક છે, ખરૂંને, મગનભાઇ ?" ડોક્ટરે એક દિવસ મગનભાઇને પુછ્યું.

"રૂપીએ ચાદ આના આરામ છે, ડોક્ટર સાહેબ, બાબુની મા પણ એ જ કહે છે ને ? તમારો હાથ અડ્યો એટલે બસ. જીવતદાન મળ્યું !" એમને તો મગનભાઇએ સાકર પીરસી.

"હવે દર્દ તો સાવ નાબુદ થયું છે. માત્ર અશક્તિ અને નબળાઇ છે. તો તમે એમને પૂના કે દેવલાલી લઇ જાઓ તો ? હવાફેરથી તદ્દન આરામ થઇ જશે."

મગનભાઇને આ સૂચના ગળે ઉતરી, પણ પૂના દેવલાલી જવાનું તેમનું મન ન થયું. ત્યાં વળી નવો ડોક્ટર ધારવો પડે ને ? આના કરતાં વેસાવા સેનેટોરીયમ શું ખોટું ? જરૂર પડે ત્યારે મુંબઇથી ડોક્ટર ગાંધીને બોલાવી તો શકાય.

મગનભાઇ વ્રજકોરને લઇને વેસવા ગયા. ત્રીજે જ દિવસે ડૉ. ગાંધીને બોલાવવાની જરૂર પડી. સ્હવાર સાંજ તો ડૉકટરથી મુંબઈ છોડાય તેમ નહોતું એટલે બપોરે વેસાવા જવાનું ડૉકટરે કરાવ્યું. સાંજ સુધી ડૉકટર વેસાવા રોકાયા અને વ્રજકોરને ઠીક ફાયદો દેખાયો.

"ત્યારે સાહેબ, હમણાં બેચાર દિવસ રોજ તકલીફ લઇને આવો તો?" મગનભાઇએ હસતાં હસતાં વિનંતી કરી. ડૉ. ગાંધીથી ના ન કહી શકાઇ; ને બે ચાર કરતાં પંદર દિવસ થયા. ડૉકટર મુંઝાયા, 'આ દુઃખ કહેવું કોને? પૈસે નુકસાન ને વખતની બરબાદી. આના કરતાં તો મુંબઈ હતા તે શા ખોટા હતા?' ડૉકટરને થયું. 'હવે તો બીજા કરીને મગનભાઇના હાથમાં આપવું જોઇએ' એમને વિચાર થયો પણ મગનભાઈને નારાજ કરવાની હિમ્મત ન ચાલી. મૂંગે મોઢે એમણે રોજ બપોરે વેસાવા જવાનું ચાલુ રાખ્યું.

વ્રજકોર શેઠાણીનો મંદવાડ તો રોજનો થયો એટલે મગનભાઈથી ઘેર બેસી રહેવાનું પણ કેટલા દિવસ બને? બપોરે એમણે મુંબઇ જવાનું શરૂ કર્યું. હવાફેરથી શેઠાણીની તબીયત પણ સુધરવા લાગી. મૂળ તો માનસિક સિવાય બીજો વ્યાધિ નહોતો, ડૉકટર પર મૂળ અતિશય શ્રદ્ધા ને તેમાંય તેમના આવ્યા પછી આ મંદવાડમાં થયેલો ફાયદો; ડૉકટરની રાતદિવસની મહેનત ને તેમનો મીઠો સ્વભાવ; આ બધાંની અસર વ્રજકોર પર સારી રીતે થઈ. મગનભાઈનો મૂંજી સ્વભાવ તો તે જાણતીજ હતી. તેમાંય વેસાવા આવ્યા પછી ડૉ. ગાંધીની તુલનામાં એ સ્વભાવ તે વધારે જાણી શકી. સવારસાંજ મગનભાઇનો સહવાસ, બપોરે ડૉ. ગાંધીનો સહવાસઃ આમ બન્નેની પ્રકૃતિનાં સામ્ય અને વિરો-

ધનાં તત્ત્વો વ્રજકોર બરાબર પારખી શકી. ડો. ગાંધીની કેળવણી, સંસ્કાર અને મધુરતાએ અગમ્ય ભાવો ઉદ્ભવ્યા ! વેસાવાના સમુદ્રની શીતળ લહરીએ વ્રજકોરના હૃદયના તરંગોને પ્રેરક અને પોષક આન્દોલનોથી સજીવ કર્યાં. હૃદયની અને આંખની વાચાએ જીભની વાચાને નિશ્ચેતન બનાવી. મનોરમ એકાન્તમાં આ બન્ને સમવયસ્યક હૃદયો વચ્ચેનું આકર્ષણ બળવત્તર થવા લાગ્યું. પણ ખાનદાન હૃદયની વિશુદ્ધિએ એ આકર્ષણમાં નિર્દોષતાનું સ્ખલન ન થવા દીધું. પ્રેમનું સામ્રાજ્ય સ્થપાયું. પણ એ પ્રેમ નિર્દોષ ને પવિત્ર હતો. આ પ્રેમે બન્નેનાં હૃદયો ઉઘાડયાં. બન્નેએ સુખદુઃખની અનેક વાતો કરીને હૃદયને ખાલી કર્યાં.

"અમારા જેટલું દવા ડોકટરમાં બીજો કોઈ ખર્ચે તો ખબર પડે !" મગનભાઇ બીજાઓને મોઢે સગર્વ બોલેલા. વ્રજકોરે તે સાંભળેલું; એટલે ડો. ગાંધીનું બીલ તો નિયમિત ચૂકવાઈ જતું હશે એમ તેણે માનેલું. વેસાવામાં તેણે જાણ્યું કે મગનભાઇ તો આ બધું મફતનુંજ ચંદન ઘસી રહ્યા છે. પહેલાં સાધારણ સ્થિતિ હતી ત્યારે તો ઠીક, પણ હવે એક તરફ શેઠ ગણાવું ને બીજી તરફ ડોકટરને તેની વાજબી ફી પણ ન આપવી એ કયાંનો ન્યાય ? વ્રજકોરને આ પરિસ્થિતિ ખટકી. અને તેણે ડો. ગાંધીને છેલ્લાં બે વરસનું બધું બીલ બનાવવાની સલાહ આપી.

હીસાબ કરીને ડોકટરે ત્રણ હજાર રૂપીઆનું બીલ કર્યું ને ટપાલમાં મગનભાઇને મોકલી આપ્યું. બીલ જોઇને મગનભાઇને તો પરસેવો છૂટી ગયો, પણ જાણે કાંઇ બન્યુંજ નથી એમ મનમાં ગમ ખાઈ ગયા. ડોકટરનો વધારે ઉપયોગ કરવામાં હવે એમને લાભ ન દેખાયો એટલે ડોકટરને મળ્યા ને વેસાવા હવે આંટો ખાવાની જરૂર નથી એમ કહ્યું, પણ બીલની વાત જ ઉપાડે કોણ !

મગનભાઈ બીલની વાત ઉપાડે તેમ નહાતા. ડોક્ટર પણ બીલની વાત ઉપાડી શકે તેમ નહોતા.

એકાદ અઠવાડિયું ગયા પછી ડોક્ટર એક દિવસ વેસાવા ગયા. મગનભાઈ હજી આવેલ નહોતા. વ્રજકોર અને ડોક્ટરે ઘણી ઘણી વાતો નિરાંતે કરી. સમુદ્ર પર સંધ્યા રક્તવર્ણે પૃથ્વીને ઘેરી રહી હતી. વાતોથી થાકયાં એટલે બન્નેએ સમુદ્રકિનારે ફરવા જવાનો વિચાર કર્યો અને રામાને 'શેઠ આવે તો ખબર કરાવજો,'ની સૂચના આપીને બન્ને સામેના સમુદ્ર તટ પર ફરવા ગયાં.

મગનભાઇને મુંબઇથી આવતાં મોડું થયું હતું. અભેમલ મારવાડી ખેલો કરી રહ્યો હતો અને બજારમાં વધઘટ બહુ થતી, એટલે મગનભાઈ માંડ ૭ ચાલીસની લોકલ પકડી શકયા. ખેલા સિવાય બીજા વિચારોને આજે તેમના મગજમાં સ્થાન નહોતું. સાંજ વર્તમાનનું છાપું ફેરીયા પાસેથી ખરીદ્યું પણ હેડીંગ ઉપરાંત વધુ વાંચવા માટે જીવનની સ્વસ્થતા નહોતી. આગલે પાને, મોટા અક્ષરમાં તેમણે વાંચ્યું.

## 'મફતનું સોનું લેવા જતાં, બકોરે બૈરી ગુમાવી'

અને તેમના હૃદયમાં ઊંડો ધ્રાસ્કો પડયો. તેમને પોતાના 'મફત લેવાના' સ્વભાવનું ઘડીક સ્મરણ થયું. ડો. ગાંધીનું રૂપીઆ ત્રણ હજારનું બીલ તેમની નજર પાસે તરી રહ્યું. પણ તરત જ અભેમલનો ખેલો ને બજારની વધઘટના વિચારોમાં આ વિચારોને દાબી દેવાનો તેમણે પ્રયત્ન કર્યો. 'મફતનું શાનું ? અમે તેમના પર કયાં ઓછા ઉપકાર કર્યા છે? ડોકટરની પ્રેકટીસ આટલી જામી તે અમારે જ લીધે કની ?' તેમણે વિચાર કર્યો અને તે જેમતેમ ઘેર પહોંચ્યા.

ઘેર પહોંચતાં જ રામાએ બાઇ તથા ડોકટર દરીએ ફરવા ગયા હોવાના ખબર આપ્યા. મૂળ મુંજી સ્વભાવ, છાપાનું હેડીંગ, ડોકટરનું બીલ, શેર બજારના જીવનના અનુભવ, સમુદ્રતટે સાથે ફરવા ગયાના ખબર—આ બધાં તત્ત્વોએ મગનભાઇના મનમાં અસંખ્ય તર્કો ઉત્પન્ન કર્યાં. ઉતાવળે પગલે, એમ ને એમ મગનભાઇ દરીઆ પર ગયા. તેમણે ત્યાં ડોકટરને અને વ્રજકોરને સાથે બેઠેલા જોયાં. મગનભાઈ તેમની પાછળ જઈને ગૂપચૂપ ઉભા રહ્યા. પણ પેલાં તો બન્ને મૂક ભાવે ચાંદનીને ઝીલી રહ્યાં હતાં, બાહ્ય જગતની તેમને પડી નહોતી, નેત્રો પણ બન્નેના ‘પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ’ પર સ્થિર થયાં હતાં. મગનભાઇ પાછળ જ ઉભા હતા પણ એમાંથી કોઇને તેની ખબર ન પડી. મગનભાઈએ આટલી શાંતિ, આટલી સ્વસ્થતા, આટલી પ્રસન્નતાની તો કલ્પનાય કરી નહોતી. તે અકળાઇને બોલી ઉઠ્યા.

“આમ ઉતાવળે ફરવા ચાલ્યું અવાય ? થોડી વારમાં શું ખાટુંમોળું થઇ જતું હતું ? આપણે બધા સાથે આવત ને ? આજે મને આવતા જરા મોડું થઈ ગયું.”

એમનાં આ અસંબદ્ધ વાક્યોની વ્યગ્રતા વ્રજકોરથી છાની ન રહી. પણ ઢંડે પેટે એણે જવાબ આપ્યો:

“કંઇ નહિ, અમે રામાને કહીને આવ્યાં હતાં ને ? એણે તમને કહ્યું કે નહિ ?”

“એણે કહ્યું ત્યારે તો મને ખબર પડી કે તમે આવ્યાં છો. હજી કપડાંયે ક્યાં બદલ્યાં છે ?”

“આજે ડાકટર સાહેબ આવ્યા તે થયું, ચાલો ફરવા

જઈએ !" વ્રજકોરે સ્હેજ હસીને ડૉકટર સામે જોયું.

"આજે ડૉકટર ક્યાંથી આવ્યા ? આપણે તો નથી તેડાવ્યા ! કંઇ ભૂલ થઇ હશે ! કોઈ એ ખોટી ખબર આપી હશે !" મગનભાઈ બોલી ઉઠયા. તેમની નજર પાસે રૂપીઆ ત્રણ હજારનો આંકડો તરી રહ્યો.

"હા, ડૉકટર સાહેબ" વ્રજકોર હસતાંહસતાં બોલી, "આજે મારી તબીયતને માટે તમને નથી તેડાવ્યા. આજની વીઝીટ ફી અમે નહિ આપીએ. આટલી બધી વીઝીટ ખટાવી છે તે એક વીઝીટ ફોગટ નહિ ગણો ?"

"ફ્રોકટ વીઝીટ ગણવાની ના કોણ પાડે છે ?" ડૉ. ગાંધી હસતાં હસતાં બોલ્યા ત્યાં જ મગનભાઇ ભભૂકી ઉઠયા.

"ફ્રોકટ વીઝીટની ના નથી, તો આવડું બધું બીલ મોકલતાં શરમ ન આવી ? એ તો ઠીક છે, ડૉકટર પણ અમે ન હોત તો આજે તમે માખી મારતા હોત માખી. દીઓ દુવા અમને કે અમે આટલી મહેનત કરીને તમને ઠેકાણે પાડયા. તમારાં વખાણ કરી મોટા મોટા શેઠીઆઓના ઘરમાં તમારો પગપેસારો કરાવ્યો. ને તેનું ફળ તો તમે આ જ આપ્યું ને ?"

"ખરૂં છે. તમે મને મદદ કરી તે ખરૂં; પણ તેના બદલામાં પહેલાં બે વરસ સુધી મેં તમારી પાસેથી રાતી પાઇ પણ લીધી છે ? વીઝીટ, દવા ને દવાની શીશી. મારાથી થઇ શકે તેટલી ગુલામી મેં તમારી કરી અને એ રીતે આપણો સંબંધ જાળવ્યો. પણ પછી તમારી સ્થિતિ સુધરી. તમે શેઠીયા થયા. તો પણ તમે મારી કદર કેટલી કરી ? મને વખત હોય કે ન હોય

પણ મારાં હજાર કામ પડતા મુકીને તમારે ત્યાં હાજર થાઉં, કલાકોના કલાકો તમારી નજીવી માંદગી પાછળ બગાડું ને તન, મન, ધનથી તમારી સેવા કરૂં એનો વિચાર સરખોયે તમે કદી કર્યો ? અંતે સાચું કહું તો મગનભાઇ શેઠ, તમે હાથે કરીને જ મારી શરમ મૂકાવી. ”

“ એ તો બધું ઠીક ડોકટર સાહેબ. ” મગનભાઇને ડોકટરની વાત ગળે ઉતરે તેમ નહોતી એટલે એમણે પોતાની જ વાત ચલાવ્યે રાખી. “ અત્યારે જરા જામી ગયા છો એટલે બધું સૂઝે છે. બાકી અમે તમને તમારા ધંધાની યુકિતઓ કળો ન બતાવી હોત તો તમે અત્યારે કયાં હોત ? તમે મોટા માણસ થયા એટલે તમને શેનું યાદ રહે કે તમારો આખો ધંધો જામ્યો તે અમારે લીધે ? ઠીક છે, બાપુ, થાવા દો. તમે હવે જ્યારે શરમ છોડવા બેઠા છો ત્યારે અમારે ય હવે બેશરમ થવું પડશે. અમેય જોઇશું કે તમે અમારા લત્તામાં તમારી પ્રેકટીસ કેવી રીતે ચલાવી શકો છો ? ”

“હવે. રાખો, રાખો, હવે.” વ્રજકોર વચમાં પડી. “તમને ય છેલ્લે પાટલે બેસતા વાર નથી લાગતી ! ડોકટર સાહેબ સામે જુઓ, તેમનાં સંબંધ સામે જુવો, મફતના નાખી દેવાના વેણુ બોલો છો તે ! ને ડોકટર સાહેબ, વ્રજકોર ડોકટર સામે જોઇ બોલી “તમેય ભાઇ કેવા ? આપણો આટલા વરસનો દૂધ પીવા જેવો નાતો આમ ઘડીકમાં બગાડી નખાય ! તમે અમારૂં બીલ કરો તે તમને શોભે ? આપણે કાંઇ ઘરાકનો ને વેપારીનો લૂખ્ખો સંબંધ છે કે ઘડી અધઘડીમાં આમ હાડ જઇએ ? આ તો તમે કોણ જાણે કયાંથી આજે અહીં આવી પહોંચ્યા ? નહિ તો હું તો તમારા ભાઇને કહેવાની હતી કે ડાકટર સાહેબને સહકુટુંબ

આપણે ત્યાં જમવા બોલાવીએ ને આમ બીલ આપવા જઈશું તો નહિ લે. પણ આપણું કંઈક સંભારણું એમને આપીએ; લો. હવે મારા સમ છે ના પાડો તો." કહીને વજેકોરે પોતાની ડોકમાંથી રૂપીયા એક હજારની મોતીની માળા ઉતારીને ડોકટરના હાથમાં મૂકી.

ડોકટરે મગનભાઇ સામું જોયું. મગનભાઇએ વજેકોર સામે જોયું. મગનભાઇની મફતની આદત હજારની મોતીની માળા તેમને ગળે ઉતરવા દે તેમ નહોતી. પણ વર્તમાન પત્રનું હેડિંગ વાંચીને પડેલા ધ્રાસ્કાને લીધે હોય કે શુળીનું વિઘ્ન કાંટે ગયું તેથી હોય કે શેઠ બન્યા પછી હવે મફતીયો ડોકટર શોધવા જવાની શરમ આવી હોય, ગમે તેમ હોય, પણ મગનભાઇએ વાત ફેરવી: "હાસ્તો મારા સાહેબ, હું યે તમને એક બે દિવસમાં જ તેડાવવાનો જ વિચાર કરતો હતો. થયું કે બાબુની બાની તબીયત હવે સુધરી ગઈ છે. તમારા પ્રતાપે એ નાહીધોઈ ઉઠી છે તો અમારી કાંઇક યાદગીરી આપીએ. સારૂં થયું કે તમે આજેજ આવી પહોંચ્યા. હા તમારે લેવી જ પડશે. ફુલ નહિ તો ફુલની પાંખડી, બીજું તો અમારાથી શું બની શકે ? હેં હેં હેં હેં...ઠીક પણ ડોકટર સાહેબ, આજ તો હવે અહીં જમીને જ જજો. માફ કરજો, કંઇ એલફેલ બોલાયું હોય તો. બાકી આપણો સંબંધ તો, ડોકટર સાહેબ હેં હેં હેં હેં...ડાંગે માર્યા પાણી કયાંય જૂદાં થયાં છે ?"

અને ત્યારપછી જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે ડોકટર ગાંધી મગનભાઈની દવા મફત જ કરે છે, એટલું જ કે દર માંદગીએ મગનભાઇ એમને સંભારણાં રૂપે કંઇક ને કંઇક આપતા રહે છે. (નવચેતન)

# સારવાર કોની ?

## દર્દની કે દર્દીની



રામી ડોશીનો કલીયો આજે મણિપુરની મીલમાંથી રજા મળતાં હાલબેહાલ થઇને પોતાને ગામ કંજાડીએ પાછો આવ્યો હતો.

કલીઆને જોતાં વેંતજ રામી ડોશીને કંપારી છુટી. ચીંથરેહાલ કપડાં, અકિંચન સ્થિતિ, સુદામા જેવું સુકલકડી શરીર, મૃત્યુની છાયા ઝીલતું મ્હોં, મનના કે શરીરના ઉલ્લાસનો સદંતર અભાવ–આ બધાને લીધે કંગાલીયતની મૂર્તિ જેવો લાગતો કલીયો ઘણે દીવસે ઘેર આવે તે આનંદનો અવસર કે શોકનો તેજ રામી ડોશીને સમજાયું નહીં. પોતાના સાડલાના છેડાથી તેણે કલીયાની આંખના ચીપડા

લુછ્યાં. સંસારની કારમી યાતનાઓ અનુભવીને થીજી જઇ ચીપડા ભરેલાં કલીયાનાં આસુંને લુછતી વેળા વૃદ્ધ રામી ડોશીના હાથમાં શાં શાં તીવ્ર અને હૃદયભેદક સ્પન્દનો થયાં હશે તે તો તેનાં કાણું ને કદરૂપા મોંપર દેખાઇ શકે તેમ નહોતું, પણ રામીનો ફરતો જતો કરચલીઓવાળો હાથ તેના હૃદયભાવને વાચા આપતો હતો.

રામી કાણી આજ બાવીશ વરસ થયાં કંજાડીઆને પાદરે વાઘરીના કુબામાં વસતી હતી; તે કોણ છે, કેવી છે ને ક્યાંની છે તેની પાકી ખબર કોઇને હતી નહી. ન્હાના ગામડામાં ઓચીંતુ કોઇ અજાણ્યું ને તેમાંય એકલદોકલ સ્ત્રી આવી ચડે ને તેને માટે જાત જાતના ગામગપાટા ઉડવા લાગે તેમ રામીને માટે પણ ઉડતા. કોઇ તેને બાવી માનતા તો કોઈ તેને વાણીયા બ્રાહ્મણની જાતની માનતા. કોઈએ તો તેને ડાકણ પણ માનેલી. પણ રામી ખરેખર કોણ હતી તેની તેના પોતા સિવાય બીજા કોઇને ખબર હતી નહી.

બાવીસ વરસ પહેલાં એક મળસ્કે પોતાના ચાર મહીનાના બાળકને લઇને રામી કંજાડીયાના મહાદેવના મંદીરનાં પગથિયાં ચડી. બ્રાહ્મણોની બ્હીકે મળસ્કામાંજ ગૂપચૂપ દર્શન કરી જતા ગામના કંબળા વાઘરીએ તેના નિસાસા સાંભળ્યા.

'કોણ છે, બુન ?' તેનાથી પૂછી જવાયું. "બાઇ માણુસ છું, બાપા, આટલી ઘડી પડી રેવા દેશો તો પાડ તમારો. દીં ઉગતાં તો હું મારી મેળે હાલી નીકળીશ." ભયથી ધડકતી રામીએ જવાબ આપ્યો. "કયાં જવું છે, બાઇ ?" જવાબમાં રામીનું ધ્રુસકું સંભળાયું. રામી નિરાધાર, નિરાશ્રિત છે એમ જાણુતાંજ કંબળાના

હૈયામાં રામ વસ્યા. "કાંઇ નહી બુન, તારૂં મન માને તો મારે કુબે હાલ્ય. મને મળશે તે બટકું તુંનેય આલીશ. દેવાવાળો તો દીનો-નાથ બેઠો છે. પણ બાપા, અમે વાઘરાં રહ્યાં. તારૂં મન માનવું જોયે, મારે તો ભોળા શંભુની સાખ તું મારી દીકરી, ને હું તારો બાપ."

સંસ્કૃત ગણાતા માનવના પૃથક્કરણશીલ સ્વાર્થી સ્વભાવનો કડવો અનુભવ રામીને દર ક્ષણે થયા કરતો હતો. તેને આ વાઘરીની સાદી, સરળ વાણીમાં ઉંડી માનવતાનાં દર્શન થયાં. બ્રાહ્મણ જ્ઞાતિ, બાળલગ્ન, સાસરવાસ, સૌભાગ્યખંડન, વિષયાંધ સસરાની પાશવ ભૂખ, અનાથ ગર્ભ, સાસરા પિયરમાંથી મારે મારે ધકેલાઇ જવું, મારમાં એક આંખ ખોવા, સામાજિક બહિષ્કાર, પંઢરપુરમાં પ્રસવ, નધણીયાતું બાળક, ચાર ચાર મહિના સુધી ભમતાં આથડતાંયે ક્યાંય ઉભવાનો આરો ન મળે. આમાં મીઠા બોલ કે આશ્રયની વાત જ ક્યાં? ભીખ માંગી ત્યારથી જાત તો વટલાવી. હવે વાઘરી બનતાં આંચકો શો? અને આંચકો ખાય તો જીવન જેવા પેલા બાળકનું શું! હવે પોતાની જાત પર તેનો અધિકાર નહોતો રહ્યો. આ વાઘરી નથી તેની કથા પૂછતો. નથી તેને ઉંચે આસને બેસાને શિખામણ આપતો. એના હૃદયમાં નરી દયા જ ભરી છે. જ્ઞાતિ-રચનામાં આ બ્રાહ્મણથી અસ્પૃશ્ય હશે. પણ આત્માની હરોલમાં તો ક્યાં પેલા ક્ષુદ્ર બ્રાહ્મણો ને ક્યાં વિશાળ હૃદયનો આ વાઘરી! રામીના મનમાં કંબળાને જોઇને આવા અનેક વિચારો આવી ગયા. કંબળાની સહૃદયતાએ અને ઉદારતાએ એને આકર્ષી. કંબ-ળાની સાથે રહેવાને એ તૈયાર થઇ અને પોતાના બાળકને લઇને તે તેની સાથે તેને કુબે ગઇ.

બાર મહિના તેને કંબળાના ઘરમાં થયા. પાડોશીઓએ અને

ગામના કેટલાક માણસોએ તેના વિષે ઉડાવેલા ગપગોળા દિવસો જતાં શાન્ત થયા. રામીનો છોકરો સાજો માંદો રહેવા છતાં ઉછરવા લાગ્યો. ત્યાં એક દિવસ એજ મહાદેવના મંદિરમાં એક સૂંડલીમાં કોઇ તરતનાં જન્મેલાં બાળકને મુકી ગયું. બાળકને જોઇને ગામનાં બ્રાહ્મણો, મહાજન અને બીજા આગેવાનો એકઠા થયા. ઘણો ઉહાપોહ થયો. કેટલાકે કહ્યું કે આ બાળક આ ગામનું ન હોય, બહાર ગામથી કોઇ મૂકી ગયું હશે. અને એ પ્રશ્ન પર તો પછી ચર્ચા ઉપડી. દરમ્યાન બાળકનો ભાવ તો કોઇએ પુછ્યો નહીં. એક તરફ ગામ સમસ્તની આ દુનિઆ ડાહી ચર્ચા ચાલવા લાગી. બીજી તરફ પેલું બાળક ઠંડું પડવા લાગ્યું. જીવદયાના હીમાયતીઓએ જાતજાતના ઉપાયો સૂચવવાનું શરૂ કર્યું. પણ આ બાળકને પોતાને ત્યાં લઈ જઇને ઉછેરવાને કોઇ પણ તૈયાર ન થયું.

કંબળો અને રામી પણ આ સભામાં હાજર હતાં. કંબળાને બાળકને જોઇને દયા આવી. તેણે ગામ પાસે આ બાળકની માંગણી કરી. રામીએ પણ પોતાના બાળકની સાથે આને સાચવવાની ખાતરી આપી. ભાવનાભરી રામીની સંસ્કારી બોલી સાંભળીને મહાજનના કોઇ કોઇએ સામસામાં આંખ મીચામણાં કર્યાં. કોઈક વળી હોઠને ખૂણે હસ્યા. પણ છેવટે સહુએ એક ત થઇને બાળક રામીને સોંપ્યું. કલ્યાણજી શેઠને ઉદારતાનો ઉભરો આવતાં તેમણે કંબળાને પચાસ રૂપીઆ આપવાનું મન કર્યું. પણ "જરૂર હશે ત્યારે માગી લઇશ." કહીને કંબળો રામી અને બાળકને લઇને કુબે ગયો.

બન્ને બાળકોને રામી ઉછેરવા લાગી ત્યાં છએક મહિને રામીનું પોતાનું બાળક મરી ગયું. પોતાના બાળકનો ખોટ પૂરવા

માટે જ પ્રભુએ આ નવું બાળક આપ્યું હશે એમ માનીને રામી કેલીયાને પેટના બાળકની માફક ઉછેરવા લાગી. ગામના લોકોને ખબર પણ ન પડી કે કલીયો તે રામીનું બાળક કે પેલું મંદિર-વાળું બાળક ? દિવસો વિતવા લાગ્યા.

ચારેક વર્ષ વિત્યાં અને કુંબળો પણ મરણ પામ્યો. કુંબળો જતાં રામીને સખ્ત આઘાત લાગ્યો. પોતાનો પિતા ગુજરી ગયો હોય તેટલું દુઃખ તેને થયું. પણ સંસારના કલેશની છાયાનો વધુ ને વધુ અનુભવ લેવામાં અને કલીયાને ઉછેરવામાં રામીનો વખત વિતવા લાગ્યો.

વીસ વરસની ઉમરે કલીયો કમાવા માટે મણીપુર ગયો. કમાણી તો એક તરફ રહી. પણ ચીંથરેહાલ દશામાં આજે એ પાછો આવ્યો.

ગરીબ રામીને આ ગામડા ગામમાં વૈદ્યની કે ડાકટરની સાર-વાર તો ક્યાંથી મળે ? પૂજારી, ગોર, જ્યોતીષી, શિક્ષક અને વૈદ્ય, આ બધાનું કામ એકલે હાથે પતાવતા મયાભટ્ટ પાસે તે ગઇ. મયાભટ્ટે બે ચાર ઓસડીયાં ચીંધ્યાં; પણ કલીયાને ન તો તાવ ઓછો થાય, ન તો ઉધરસ મોળી પડે. સવારમાં કંઇક તાવ ઘટે ખરો પણ સાંઝ પડે ને તાવ કહે મારૂં કામ. રાત આખી કલીયો પડખાં પકડી, ખોંખોં કરી પથારીમાં બેસી રહે અને પરો-ઢીયે થાક્યો પાક્યો પરસેવે રેબઝેબ થઇને દુબળે શરીરે ઝોલાં ખાતો ખાતો ઉંઘે. આમ પંદરેક દીવસ કાઢ્યા. પાડોશીની સલાહથી છાતી પર ડામ પણ દેવરાવ્યા. પણ કશો ફાયદો દેખાયો નહી. ઉલ્ટું સ્હવારમાં એક દિવસ ઉધરસ ખાતાં કલીયાને લોહીની ઉલ્ટી થઇ આવી. રામી ગભરાઇને મયાભટ્ટને ત્યાં દોડી. મયાભટ્ટની

પાસે મણીપુરની કોલેજમાં ભણતો તેનો દીકરો પણ બેઠો હતો. તેણે રામીની વાત સાંભળી. મણીપુર જઈને સારા ડૉકટરની પાસે સારવાર કરાવવાનું તેણે રામીને સૂચવ્યું. મથાભટ્ટને પણ આ વાત ગળે ઉતરી.

'ખરચીના પૈસા ગામમાંથી ભેગા કરી દઈશું. ને ભાઇ ભલામણ લખી દેશે એટલે ઇસ્પીતાલમાં ખર્ચ નહીં થાય.' એમ કહીને રામીને તેમણે ધીરજ આપી. ગામડાવાળાઓએ ત્રીસ ગાઉ પહોંચાડવા માટે ગાડું પણ આપ્યું અને રામી કલીયાને લઇને મણીપુર ગઇ.

મણીપુર પહોંચીને હોસ્પીટલ શોધવામાં જ સાંઝ પડી ગઈ. "સવારે મોટા ડૉકટર સાહેબ હોય ત્યારે આવજો"નો જવાબ સાંભળીને તેણે આખી રાત ધર્મશાળામાં કાઢી. સવારે આઠ વાગે હોસ્પીટલમાં એ ફરીથી કલીયાને લઇ ગઈ. કેસ કઢાવવાની વિધિથી શરૂ કરીને, કયા ઓરડામાં તપાસાવવું, કેમ બેસવું, કયારે વારો આવશે, એવી જાત જાતની સૂચના–હુકમમાંથી પસાર થતાં, બાર વાગ્યે મોટા ડાકટર સાહેબ પાસે તપાસાવાનો પ્રસંગ આવ્યો.

મોટા ડૉકટર સાહેબના આવવા પહેલાં નાનાં નાનાં પાંચ સાત ડૉકટરોએ તો ઘણી ઘણી તપાસ કરી નાંખી હતી. ડબકારા ખાઈને અને શ્વાસ લઇ લઇને કલીયો થાકીને લોથ થઇ ગયો હતો, પણ મોટા ડાકટર હમણાં તપાસશે એ આશાએ એનો બધો શ્રમ ભૂલાઇ જતો હતો.

મોટા ડૉકટર સાહેબ આવ્યા સાડા અગીયાર વાગે. તેમની રાહ જોતા દોઢસો દર્દી ભેગા થયેલા. બધાને પોતપોતને રામકહાણી

કહેવાની હશે. મોતની દાઢમાંથી બચી જવાની આશા રાખીને ઘણાએ ત્યાં આવ્યા હશે. કેટલાએ દર્દીઓનાં સગાંઓ દર્દીથી છાનું રાખીને ભયંકર દર્દની ભાળ અને માવજત સમજવા માટે અહીં ભેગા થયા હશે. ડોકટરી અભ્યાસ કરનાર નવા નવા વિદ્યાર્થીઓ દર્દીઓના આ સંગ્રહસ્થાનમાંથી અવનવા બોધપાઠ અને કુદરતનો ક્રમ સમજવાને બુદ્ધિ કસી રહ્યા હશે. તો રસિક યુવાન વિદ્યાર્થીઓ આ માંદગી અને મોતની મ્હેફીલમાંથી પણ અશ્લિલ શૃંગાર જમાવવાના પ્રસંગો શોધી રહ્યા હશે. મોટા ડોકટર પણ પોતાની બુદ્ધિના ચમત્કારોથી વિદ્યાર્થીઓને, દર્દીઓને અને દર્દીઓનાં સગાંઓને આંજી દઈને પોતાની યશગાથામાં વૃદ્ધિ કરવા ઉપરાંત કુદરતના કોઈ અગમ્ય દર્દ સમજવાની તકની રાહ જોઈ રહ્યા હશે. સરકાર કે કોઈ પરોપકારી ગૃહસ્થ આ સંસ્થા સ્થાપીને ફરજ સિદ્ધિ કે પુણ્યોપાર્જનનો દેખાવ કરી જગતને આંજી રહેલ હશે.

આમ એક ન્હાનાશા ઓરડામાં અનેકવિધ આંદોલનો અત્યારે ઉદ્‌ભવી અને ઘુમી રહેલ હતાં. બધાં આન્દોલનો સ્થિર થાય અને ઇચ્છીત પરીણામ આવે તેટલી ઉદારતા કાળ ભગવાનની નથી. આ બધાં આન્દોલનો કલાક દોઢ કલાકમાં સમાવી દેવાં છે તેમાં સબળ આન્દોલનોજ ફળ પામવાનાં; બીજાં આન્દોલનો એમના એમ અપૂર્ણ રહેવાનાં.

કલીયાનો વારો આવ્યો ત્યારે તેને મોટા ડોકટર પાસે ધરવામાં આવ્યો. સામાજીક જાહોજલાલીના સર્વ ચીન્હો ડોકટરના પ્રફુલ્લિત વદન અને તસતસતા વસ્ત્રો પર ઉભરાઈ રહ્યાં હતાં. વાળ, વસ્ત્રપરિધાન, છટા, રીતભાત ફેશનનાં જાણે એ પ્રણેતા જ ન હોય ! ધ્રાટીલું, ગોળમટોળ શરીર, લાલ ગલોલા જેવો ચ્હેરો,

રૂવાબદાર વર્તણુંક, ગૌરવભર્યો અવાજ, વિદ્યાર્થીઓનો ઘેરો, અંગ્રેજીમાં વાર્તાલાપ, ગોળ ખુરશી પર ડોલવું–આ બધાં ચીન્હો-થી ડોકટર સાહેબની શ્રેષ્ઠતા સ્વયંમેવ સ્થાપીત થઈ જતી હતી.

પોતાની શ્રેષ્ઠતાના સતત ભાનવાળો અને આ શ્રેષ્ઠ સ્થાન ટકાવી રાખવા જ્ઞાન અને પટુતાના મિશ્ર આડંબર નીચે જરૂર પડયે દંભ અને હૃદયશૂન્યતા દાખવતાં પણ ન અચકાવાનો જેનો સ્વભાવ પડી ગયો હતો તે ડોકટર સાહેબની નજર કલીયા પર પડી. ડોકટર સાહેબનું સ્ટેથોસ્કોપ કલીયાની છાતી પર આવ્યું. છાતી વાંસો એમ પાંચ સાત સ્થળે બે મીનીટમાં પ્રદક્ષિણા કરી લઇને સ્ટેથોસ્કોપ પાછું ટેબલ પર ગયું. 'તુમારા કુટુંબ મે ક્ષય હય?' ડોકટર સાહેબના આ સવાલને કલીયો પુરેપુરો સમજી ન શકયો, એટલે જવાબ આપવાને બદલે એ રામી સામે જોવા લાગ્યો. ડોકટર સાહેબે રામીને પુછ્યું: 'તુમ ઇસકા કોન હો? મા હય તો બોલો તુમારા કુટુંબમેં ક્ષય હય?' રામી વીમાસણમાં પડી. કલીયાના સાચા કુટુંબની તો પોતાને પણ ખબર નથી, તો આને જવાબ શો દેવો?

રામીને જવાબ દેતાં વાર થઇ એટલે ડોકટર સાહેબની ધીરજ ન રહી. 'જંગલી!' ડોકટર સાહેબ તાડુકયા. 'અમારા ફીટના ટાઇમ ફોકટ બીગાડતે દેખતે નહી હો? હજી ફીટના દર્દી ખડા હય? તુમ લોકકું યે સભી ફોકટ મીલતે ઇસકી કીંમત નહી હય?'

રામીની જીવતી અને મરેલી બંને આંખોમાંથી આંસુ ટપ-કવા લાગ્યાં. તે મનમાં બબડી! સાહેબ તમારી ને તમારા વખ-તની અમને કીંમત ન હોય તો ત્રીસ ત્રીસ ગાઉ ગાડામાં ભીખની

ખરચી માગીને અહીં શા માટે આવીએ ? અમારા હૃદયમાં પણ અનેક વ્યથાઓ હોય અને અમે મૂંઝાઇએ તો અમારી અને અમારા હૃદયની કીંમત આપ વિદ્વાનોએ પણ કરવી જોઇએ.

રામીની આ મનોવ્યથા તો ડૉકટર સાંભળી શકયા નહી, પણ તેના આંસુ જોઇને તેમને જરા દયા આવી. ડૉકટર સાહેબ તેને ધીરજ આપતા બોલ્યા: 'દેખો બાઇ એ લડકેકું ક્ષયકા બીમારી હય. દર્દ બહોત જાદા હો ગયા હય. હવાફેરકે લીયે ધરમપુર કે પંચગની લે જાવ દૂધ, મખ્ખણ જાદા ખીલાવ ઔર દવા ઇન્જેક્શન બરાબર કરાવેગા તો લડકા અચ્છા હો જાયગા.'

રામીનાં આંસુ હવે ખાળ્યાં રહ્યા નહીં. રડતાં રડતાં તે બોલી: 'સાહેબ અમે તો તમારૂં નામ સાંભળીને અહીં આવ્યાં છીએ. આપ મારો કે જીવાડો. બીજે કયાંય અમે જઈ શકીયે તેમ નથી." ડૉકટરના દીલમાં દયા હતી, પણ દર્દીનું ટોળું એક વાગ્યા સુધીમાં પૂરૂં કરવાનું, બાઈના સંજોગો સમજવા અને તેને અનુકુળ માર્ગ બતાવવાને તથા મગજમાં ઉતારવાને કલાકો જોઇએ, જ્યારે અહીં તો મીનીટોની પણ મારામારી એટલે ટૂંકે પતાવ્યા વિના છૂટકો નહીં. વળી પોતે શ્રેષ્ઠ છે એનું ભાન બધાંને બધા પ્રસંગોમાં કરાવવાની આદત પણ ડૉકટરને ખરી. એટલે આ છોકરા પર નવીન પ્રકારનું છાતીનું ઓપરેશન કરવાનો નિર્ણય સૂચવીને તેને હોસ્પીટલમાં દાખલ કરવાનું કહ્યું.

રામીને હા કે ના કરવાનો વખત પણ ન રહ્યો. રામીને મોઢેથી નકાર ન સાંભળતાં કલીયાને દાખલ કરી દેવાનો હુકમ ડૉકટરે કર્યો. ભૂખ્યા કલીયાને પટાવાળો બે વાગે હોસ્પીટલમાં લઇ ગયો. રામી સાથે સાથે ગઈ. પણ વૉર્ડમાં દશેક મીનીટ થઇ હશે

ત્યાં પરિચારિકાએ આવીને કહ્યું કે 'મળવા ત્રણ વાગ્યા પછી આવજો.'

મુંઝવણથી બેબાકળી બનેલી રામી હોસ્પીટલ બહાર ગઇ. ધર્મશાળામાં જઇને જે તે ખાવાનું પતાવીને ત્રણેક વાગે પાછી હોસ્પીટલમાં આવી. સાત વાગા સુધી કલીયા પાસે રોકાઇને પાછી ધર્મશાળામાં ગઇ. રાતે તે ખુબ રડી. વિશ્વ આખાના આધારરૂપ ભગવાન, અમને કયા પાપની સજા રૂપે તું આમ નિરાધારી આપી રહ્યો છે? તું પ્રેમસ્વરૂપ છો; અમે તારા અંશ છીએ. તો આજે જગતમાં આ સમાજ, જ્ઞાતિ, કાયદા, નિયમ બંધનરૂપ પ્રેમવિહોણું વાતાવરણ કયાંથી સર્જાઇ રહ્યું છે? હશે. હું તો સહન કરવાનેજ સર્જાઇ છું. એટલે મુંગે મ્હોંએ આ સહન કરી લઇશ. પણ આખી માનવજાત આ બધું શા માટે સહી રહી છે? આ તો સંસ્કૃતિ છે કે વિકૃતિ? પ્રગતિ કે અધોગતિ?

બીજે દિવસે સવારે બે મોટા ડોકટર અને વિદ્યાર્થીમંડળ કલિયાના પલંગ પાસે આવ્યા. તેમણે માંહોમાંહે કંઇક ચર્ચા કરી. એકાદ વિદ્યાર્થીએ કેટલાક પ્રશ્નો પૂછ્યા. બીજાઓએ જાતજાતની તપાસ કરીને નોંધ કરી. એકસ-રે ફોટો લેવાયો, બલગમ તપાસાયા. આ બધું ખૂબ કાળજી અને ખંતપૂર્વક કરવામાં આવ્યું.

ત્રણ ચાર વખત કંઇક ઔષધ આપ્યું. હિન્દમાં જ્યાં સેંકડો કે હજારો નહી પણ લાખોના પ્રમાણમાં દર્દીઓ હોય ત્યાં ઔષધોમાં લાખોના ખર્ચ તો થાય ને? હીન્દ રહ્યું ગરીબ એટલે પહેલાં તો પૈસા થોડા મળે. એ થોડા પણ પૈસાપર આખાં કેળાં કમાઇ લેનાર પરદેશી દવાના વેપારીનો પંજો પડતાં ઔષધનું પ્રમાણ બહુજ સૂક્ષ્મ બની જાય છે અને મોટી હોસ્પીટલોમાં

ઓપરેશનો બાદ કરીએ તો દવાની વાત કરવા જેવીજ હોતી નથી.

કલીયાને બે ત્રણ વખત ખાવા માટે પણ આપવામાં આવ્યું. પણ એ તો રામીની ગરીબ ઝુંપડીમાં રહેનાર કલીયાને ભાવે પણ નહીં તેવું. એના કરતાં તો સદાવ્રતનો ખીચડો પણ કદાચ સારો હોય.

યંત્રયુગના જમાનામાં યંત્રને ચાલુ રાખવા માટે માપસર અમુક જાતનું તેલ, પેટ્રોલ યંત્રમાં રેડાય છે તેવા નિયમાનુસાર રચાયેલ માનવસમૂહની સંસ્થાના ખોરાકી શાસ્ત્રનો જેને અનુભવ થયો હોય તે જ જાણે. જેલથી માંડી મીલીટરી, બોર્ડીંગ, વીશી, હોસ્પીટલ, સદાવ્રત, આ બધામાં માનવને ઓછાવત્તા અંશે માનવયંત્ર ગણી ખોરાકી પૂરી પાડવામાં આવે છે.

એક તો ગરીબમાં ગરીબ માણસના ખોરાકી ખર્ચ પર ગણત્રી કરી ખોરાકી બજેટ નક્કી થયું હોય. તેમાં કોન્ટ્રેકટર, અમલદાર અને રસોયા જેવા જુદા જુદા દરવાજામાંથી પસાર થતાં મામુલી ખોરાકમાં શું સત્વ બાકી રહ્યું હોય તે તો સમજી શકાય તેવી વાત છે.

બીજે દિવસે કલીયાને વિદ્યાર્થીઓએ કહ્યું કે કાલે તારૂં ઓપરેશન થશે. કલીયાએ પૂછ્યું શું કરશે? મને બ્હીક લાગી છે તો હું મારી માને પૂછી જોઉં. વિદ્યાર્થીએ ધીરજ આપી, “બ્હીવા જેવું નથી. મોટા સાહેબ બહુ હોશીઆર સર્જન છે. તારૂં નવી જાતનું ઓપરેશન કરવાનું છે. કાલે આખી કોલેજના વિદ્યાર્થીઓ એ ઓપરેશન જોવા આવશે. તું બહુ નશીબદાર છો. તારા ઓપરેશનની હકીકત હજી મારે લખવાની છે.” પણ ઓપરેશનની મહત્તા કલીયાના અન્તઃકરણના ધ્રાસ્કાને ઓછો કરી ન

શકી. એ તો રડી પડયો અને રડતાં રડતાં કહેવા લાગ્યોઃ "ભાઇ, હું સારો થઇશ કે નહી? કોણ જાણે કેમ પણ ઓપરેશન કરાવતાં મારૂં મન માનતું નથી. હું મરી જઇશ તો?" વિદ્યાર્થીએ ધીરજ આપતાં કહ્યું, "ગભરાઇશ નહી, ગભરાટમાં રાત્રે ઉંઘ નહી આવે તો નબળો પડી જઈશ. ઓપરેશન કરવું એ તો સાહેબને મન રમત છે."

વિદ્યાર્થીને મનમાં બ્હીક હતી કે ગભરાઈને રાતોરાત દર્દી કયાંક ભાગી જશે તો આવો સારો કેસ હાથમાંથી ચાલ્યો જતાં સાહેબ કદાચ ગુસ્સે થશે. એટલે એણે દર્દીને આમતેમ સમજાવીને રાજી કર્યો.

સાંજે કલીયાએ રામીને આ વાત કરી. રામીનો અન્તરાત્મા કંઇક મુંઝાયા કરતો હતો. કંઇક અવળું થાય છે એમ એના મનમાં ઉંડે ઉંડે થયા કરતું હતું. પણ શું અને કયાં ગુંચ છે તે તે સમજી શકતી ન હતી.

ચિન્તામાં ને ચિન્તામાં આખી રાત ગાળીને વહેલી સવારે રામી પાછી હોસ્પીટલમાં ગઇ. કલીયો પણ રાત્રે સુતો ન હતો. કલીયાની બુદ્ધિને તો આ આખી ઘટના અગમ્ય લાગી હતી.

રામીએ કલીયાને માથે હાથ ફેરવીને ધીરજ દીધી. "ભગવાનનું નામ લે દીકરા. સહુ સારા વાના થશે." કહીને તેણે કલીયાને આશીર્વાદ દીધો ત્યાં તો મોટી ધમાલ સાથે દવા વગેરેની હાથગાડી સાથે હમાલ, વિદ્યાર્થી, સિસ્ટર વગેરે આવી પહોંચ્યાં અને રામીને બહાર જવાની આજ્ઞા થઇ. શરીરની શુદ્ધિના મંગળ વિધિ શરૂ થયા. સાફ થતા શરીરમાં હૃદય કેમ ધબકતું હશે, મગજના કેવા પ્રચંડ ધ્રાસ્કા પડી રહ્યા હશે, તે તો જેને જાતે ઓપરેશન

કરાવવું પડયું હોય તેને સમજાય. વખત થયે કલીયાને હાથગાડીમાં ઓપરેશન મંદિરમાં લઈ ગયા.

ઓપરેશન મંદિર પર આજે ભીડનો પાર નહોતો. ચારે બાજુથી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ, ડોકટરો, સિસ્ટરો ધમ-ધમાટ કરતા ધસી રહ્યાં હતાં. દોઢ કલાકે કલીયાને તેજ ગાડીમાં પાછા લાવ્યા. સહુ મંડળના મુખપર આશ્ચર્ય અને ગૌરવની છાયા છવાઇ રહી હતી. સર્જનની હોશિયારી અને ચતુરાઈના જ ઉદ્‌ગારો સર્વત્ર સંભળાઇ રહ્યા હતા. અર્ધા કલાક પછી બે મીનીટ માટે કલીયા પાસે જવાની રામીને રજા મળી. કલીયો જીવે છે તેની ખાતરી તેના ઉંડા ઉંડા ચાલતા શ્વાસ અને એકાદ ચીસ અને બડબડાટથી પામીને તે તરતજ બહાર નીકળી. સાંજે કલીયો કંઇક સ્વસ્થ થતો હોય એમ લાગ્યું. ઘડીમાં રડે, ઘડીમાં શુન્ય જેવો થઇ જાય અને વળી મા, મા, એમ બોલે. આજની રાત કલીઆ પાસે રહેવાનું રામીને મન થયું. રજા માગી પણ મળી નહી. "આ એક રાત માટે તો રજા આપો. હું પાસે હોઇશ તો કલીયાને નીરાંત વળશે. નહી તો રાત આખી મુંઝાશે." રામી કરગરી. પણ હોસ્પી-ટલના કાનુનમાં આવી અરજને સ્થાન નહોતું. સફાઇ, કવાયત, શિસ્ત પર નજર રાખવા પર અને દેખાવ પર યોજાયેલ આ યંત્રયુગની સંસ્થામાં હૃદય દેખવાનું કે વિચારવાનું સ્થાન નથી. શોધખોળની ધૂનમાં રહેનાર જ્ઞાનવિજ્ઞાનથી માનવજાતને સુખમય બનાવવાના અભખરા સેવનાર વિદ્વાન પણ બાહ્ય અડમ્બરથી એટલો આચ્છાદિત બની ગયો છે કે દર્દની શોધ અને સમજ માટે તે લાખો અને કરોડો રૂપીયા ખર્ચવા ખર્ચાવવા તૈયાર છે. દર્દની શોધ અને સમજ માટે તે જગતના અન્ય જીવોનો સંહાર કર્યે જાય છે. પણ તેને એટલો વિચાર સરખો નથી આવતો કે જે જીવના દર્દને માટે હું આટલો વ્યાપાર કરી રહ્યો છું તે જીવની

અંદર દિલ વસે છે, આત્મા વસે છે. આ દિલ આ આત્માની શાન્તિ અને સ્વસ્થતા માટે ક્ષણભર પણ વિચાર કરતો નથી.

આખી રાત કલીયો બડબડાટ કરતો રહ્યો. તેણે કંઇક બુમ મારી. પણ ન તો તે કોઇએ સાંભળી કે ન તો કોઇએ તેને દાદ દીધી. રાત્રે પથારીમાં ઝાડો પેશાબ થઇ ગયો. સવારે સિસ્ટરને ખબર પડી ત્યારે પથારી સાફ થઇ. બીજે દીવસે ડોક્ટરોના સમૂહે તેને તપાસ્યો, ખૂબ ચર્ચા થઈ. શકતી માટે કિંમતીમાં કિંમતી ઈન્જેકશનો અપાયાં. સાંજે માણસનું લોહી આપવાનું નક્કી થયું. એક વિદ્યાર્થી પોતાનું લોહી આપવા તૈયાર થયો. લોહી અપાયું. રાત્રે કલીયાની તહેનાતમાં ખાસ નર્સ પણ રોકવામાં આવી. રામીએ આજે પણ બહુ કાકલુદીથી રાતે રહેવા દેવા માંગણી કરી. પણ રજા ન મળી. રામીને અહીં મોડું થતું હતું. ગાડાવાળો ત્રણ દીવસ થઇ ગયા તેથી ચાલ્યો ગયો. ધર્મશાળામાંથી રામીનું પોટલું ચોરાઇ ગયું, પાંચ સાત રૂપીઆ હતા તે પણ ગયા.

આ બાજુ કલીયાની ખૂબ કાળજીપૂર્વક સારવાર થતી હોવા છતાં બે દિવસ બાદ કલીયાનું જીવન પુરૂં થયું. રામીને જે દુઃખ થયું તે રામી અને તેનો પ્રભુ જાણે. પણ આ કેસ સંબંધી વધુ હકીકત જાણવાની ડોક્ટરોની જિજ્ઞાસા હજી પૂરી થઇ નહોતી એટલે પોસ્ટ મોર્ટમ કરવા માટે તેઓ કલીયાના મૃતદેહને લઇ ગયા. તેના પ્રત્યેક અવયવને તપાસીને કલાકેક પછી રામીને બોલાવવામાં આવી. પટાવાળાએ મુડદું લઇ જવાનો રામીને હુકમ કર્યો. રામી આ હુકમ સાંભળીને વિચારમાં પડી. મુડદું કયાં અને કેમ લઇ જવું? એકાકી પારકો પ્રદેશ, પાસે પાઇ એક પણ મળે નહીં, સ્ત્રી જાત, સગાં સંબંધી કોઇ નહી. આ સંજોગોમાં મુડદાનું શું કરવું તે રામીને સમજાયું નહીં. એટલે રડતાં રડતાં તેણે હમાલને

એ મુડદાને સ્મશાને લઇ જવાની વ્યવસ્થા કરી આપવાનું કહ્યું. હમાલે તો ચોકખું કહી દીધું "અમારૂં એ કામ નહી. એ વ્યવસ્થા સગાં વહાલાંએ કરવાની હોય. તું એની મા છો તો એને લઇ જવાનો જલદી બંદોબસ્ત કર, નહી તો પછી એને બાબા લોક ચીરતાં શીખવા માટે Dissection Hallમાં લઇ જશે." હમાલની સાથે વધારે વાત કરવાનું છોડી દઇને રામી ડોકટરના ઓરડામાં દોડી ગઇ. "સાહેબ, આ છોકરાના મૃત શરીરના અગ્નિસંસ્કાર કરવા હમાલ ના પાડે છે." રામીએ કહ્યું. ડોકટરે જવાબ આપ્યો: "બરાબર છે, હોસ્પીટલનો કાયદો એમ કહે છે."

રામીનો અન્તરાત્મા વલોવાઇ ગયો. "ભાઇ હિંદમાં અગ્નિસંસ્કારની આશાનું આ આવડી મોટી સંસ્થામાં સ્થાન નથી! અરે વ્યવહારિક નહી પણ વ્યાપારી દ્રષ્ટીએ વાત કરો તો પણ એટલી કીંમત તો તમારે ભરવી પડે. જ્ઞાન પામવા, પુસ્તકો માટે, ચિત્રો માટે, નમુના માટે, પારાવાર રૂપીયા તમે બધા ભણતાં અને ભણ્યા પછી ખર્ચે જાવ છો. સંસ્થા મોટી અને રૂડી દેખાય તે માટે રંગરોગાન, પાલીસ, દેખાવ, વસ્ત્ર, ફરનીચર, વગેરે પર તમે લાખો રૂપીયા ખર્ચો છો તો ત્યાં વગર બોલ્યે કે વગર સમજ્યે પોતાના શરીરનો ભોગ આપી તમને બધાને જ્ઞાન આપવા માટે મરી છુટનાર માનવીના શરીરને યોગ્ય સંસ્કાર કરવા જેટલું ખર્ચ આપવા તમારી સંસ્થા તૈયાર નથી!"

ડોકટરને બાઇની કાકલૂદીમાં સત્ય દેખાયું. સંસ્થાને તો ધોરણસરનું બંધન હોઇ પોતા પાસેથી અગ્નિ સંસ્કારનું ખર્ચ આપવાનું તેમણે કબૂલ કર્યું. પણ રામી સહૃદયતાથી તેમનો ઉપકાર માનીને બોલી "ભાઇ, ભગવાન તમારૂં ભલું કરે. હજી આત્માનો નાદ સાંભળનાર આત્માનો સદંતર નાશ નથી થયો. તેથી મારો

આત્મા રાજી થાય છે. પણ હવે મને એ સામાજિક રૂઢી રિવાજોનો મોહ નથી રહ્યો. જે જીવતા શરીરને માટે આ જીવનમાં સ્થાન નથી ત્યાં મૃત શરીરના હાસ માટે આવડી મમતા શી? બળીને કે દટાઇને શરીરનો નાશ કરાવવો તેના કરતાં કંઇક પારમાર્થિક ઉપયોગ આ મૃત શરીરનો થાય તો ખોટું શું? હું તો મારા કલીયાના મૃત શરીરને વિજ્ઞાનની વેદી પર અર્પવા માગું છું. પણ તમને એકજ ચેતવણી આપીશ કે યંત્રયુગના પ્રચંડ ધસારામાં પરમાર્થ અને વિજ્ઞાનના માર્ગો પણ આવેગના ભોગ બનીને માનવ આત્માને ભીંસનારા, પીસનારા, ચુરા કરનારા ન બની જાય એટલું લક્ષ રાખજો. મારા કલીયાના દર્દ માટે તમે બધાએ ખૂબ મહેનત લીધી છે. તમારી બુદ્ધિ માત્ર વાપરી છે. ખર્ચ કરવામાં પણ બાકી રાખ્યું નથી. અરે, પોતાનું લોહી પણ આપ્યું છે. અને આ બધું કર્યું છે તમે એક પાઇની આશા વિના. તમારો આ ઉપકાર પ્રભુ કદી નહી ભૂલે. પણ આ બધાંની સાથે જો તમે એટલું યાદ રાખ્યું હોત કે કલીયાને હૃદય, લાગણી, આત્મા અને ભાવના હશે, તેની માને પણ કંઇક પ્રેમ અને ઇચ્છા હશે, ગરીબ હોવા છતાં પણ તેઓ ચેતનવંતા માનવી છે, જડ નથી અને તેમનાં દિલ સંતોષવાની પણ અવસ્યકતા છે, તો પ્રભુ પોતે પણ વિચારમાં પડત, અને તમારી માનવચક્ષુની દ્રષ્ટિ એટલી વિશાળ કરત કે જગત માત્ર કેવળ જ્ઞાન સ્વરૂપજ તમને દેખાત. દર્દ માટે કર્યું તેટલુંજ દર્દી માટે પણ કરો તો પ્રભુ રાજી થશે.''

આમ બોલતી રામી અર્ધ ગાંડાની જેમ ડોકટરના ઓરડામાંથી બહાર દોડી ગઇ. શૂન્યમનસ્ક જેવા ડોકટર તેની પાછળ તાકી રહ્યા.



# "દવાના પૈસા"



## ( ધમલા ગાંડાનું લવન )

સ્મશાનમાં આજે અધ ઝાઝેરૂં ગામનું માણુસ આવ્યું છે. ડૉકટરને આખું ગામ ઓળખે. તેમાં વળી તેમનો એકનો એક દીકરો મરણ પામેલો એટલે સહુ કોઇ સંબંધ સાચવવાને આજે સ્મશાન ક્રિયામાં સાથ આપવા આવેલા. સહુના મોંમાં એકજ વાત ચાલી રહી છે. ડૉકટરના દીનુને ધમલા ગાંડાની નજર લાગી ને દીનુ ઝડપાઇ ગયો. દીનુ દહેશતનો માર્યો મરી ગયો. ખરી રીત તો એ ગાંડાએજ ખૂન કર્યું કહેવાય; એ તો ગાંડો થઇને છૂટી જાય, પણ બીચારા ડાકટરનો દીકરો જાનથી ગયો.

અગ્નિદાહ શરૂ થયો ત્યાં તો અચાનક બધા ડાહ્યુઓના મોં પર આશ્ચર્ય અને રોષની રેખાઓ સળવળી ઊઠી. દીનુને ભરખી જનાર ધમલો ગાંડો સ્મશાનમાં પણ ક્યાંકથી કુટી

નીકળ્યો હતો. એ ઘડીમાં ચેહ સામે જોતો હતો તો ઘડીમાં પોતાના પગ સામે તાકીતાકીને જોતો હતો. ઘડીમાં ચપટી વગાડીને, તો ઘડીમાં થુંક ઉડાડતા મોઢામાંથી રાગ તાલના વિચિત્ર સંમેલનના રાગડા તાણીને એ આખી સ્મશાન ભૂમિને ગજવી મૂકતો હતો. ઘડીકમાં વળી ખડખડાટ હાસ્ય કરીને એ કૂદતો હતો. એના મુખ અને શિર પરના વાળે ચારેક વરસ થયાં અસ્ત્રા કાતર સાથે જ નહિ પણ પાણી સાથે પણ અસહકાર કર્યો હોય તેમ લાગતું હતું. એક નાનીશી ચડ્ડી સિવાય નગ્નાવસ્થામાં જ વિચરતો આ માનવદેહ અધોગતિનો આત્મા હતો કે પરિગ્રહ ત્યાગીને નિર્લેપ દશામાં વિચરતો કોઇ પરમહંસ હતો એ પ્રશ્ન તો માનવમાત્રથી પર એવો કોઇ આત્મા જ ઉકેલી શકે તેમ હતું. દંડક જેવા વિચિત્ર છંદના રાહે એ "**દવાના પૈસા**" "**દવાના પૈસા**" અવારનવાર લવ્યા કરતો હતો. એ વાક્ય એ ગાંડપણુમાં મગજના અણુ બગડવાથી બોલતો હતો કે તે વાકયમાં એના હૃદયમાં કોઇ અનિવાર્ય દુઃખ, હૃદય ફાડીને, અજાણતાં પણ ટેલ રૂપે ઉભરાયા કરતું હતું તેની કોઇને ખબર નહોતી. પણ એ વાક્યમાં અને એ વાકય બોલતાં ગાંડામાં માનવ માત્રને કંઇક નવીનતા તો દેખાતી.

ત્યાં તો ધમલો ચેહ તરફ દોડયો અને ચેહને અડવા તેણે હાથ લંબાવ્યો. આ જોઇને બધાની આંખો લાલચોળ થઇ ગઇ. ડોકટર તો ગમગીનીમાં હતા. પણ ત્યાં આવેલા ગામના નગરશેઠનો પિત્તો આ જોઇને ઉછળી આવ્યો. ધમલાનો હાથ ઝાલીને તેમણે તેને દૂર ફેંકી દીધો, "પાપીયા, આ છોકરાનો જીવ તો લીધો; પણ હજી તું ધરાયો નથી કે એના શરીરને પણ ભરખી જવા માગે છે? તને તો ફાંસીએ ચડાવવો જોઇએ. ખૂની!" નગરશેઠ બોલ્યે જતા હતા. ધમલા તરફ બધાની દયા ઓછી થઇ ગઇ

હતી. અને બધા તેને આજે ગાંડા કરતા ખૂની તરીકે જ જોવા લાગ્યા હતા. નગરશેઠનાં વચનોમાં પણ પડઘા તો એકત્ર થયેલા બધા ડાહ્યુઓના જ પડતા હતા. નગરશેઠે ચાલું રાખ્યું: "દવાના પૈસા, દવાના પૈસા, કરી કરીને આજે ચારચાર–પાચપાંચ વરસ થયાં ગામ આખાનું માથું ખાઈ રહ્યો છે. અમને થયું, 'હશે, કોણ બોલે!' ને ગાંડો જાણીને તને જવા દીધો. અંતે કામો તો આ કર્યો ને ! આ ડોકટર સાહેબે તારૂં શું બગાડયું હતું ! કે તેના એકના એક દીકરા પર તેં તારૂં કામણુટુમણુ કર્યું, ને તેને ભરખી લીધો ! "દવાના પૈસા"! તેં દવા માટે પૈસા કયે દિવસે ખર્ચ્યા અને ડોકટરને ન્યાલ કરી નાખ્યો કે આમ વેરીનું સાટું વાળ્યું ? કામકાજ કાંઇ કરવું નહિં, મફતનું માગીને ખાવું, ને ખાવું તેનું જ ખોદવું ? મોટો "દવાના પૈસા" વાળો ન જોયો હોય તો ! "

બાજુમાંથી કોઇએ ટેકો આપ્યો: "ખરૂં છે શેઠ, આ બધા તો સમાજના શત્રુ છે. એમને શિક્ષા કરવી જોઇએ. કાયદો સજા ન કરે તો છેવટે સમાજે તેને યોગ્ય શિક્ષા કરવી જ જોઇએ."

અને બે ચાર હાથ ધમલાને મારવાને ઉંચકાયા પણ ખરા, પણ એ હાથ ઉંચકાયા તેવા જ થંભી ગયા. ધમલાના શરીરમાં કોઇ વિચિત્ર પ્રકારની થરથરાટી વ્યાપેલી તેમણે દીઠી. ધમલાની આંખોમાં પણ કોઇ જુદા જ પ્રકારનું તેજ ઝળકવા લાગ્યું. આશ્ચર્ય અને રોષથી ભરેલી આખી મેદની સામે તે સ્હેજ ઉશ્કેરાઇને બોલવા લાગ્યો:

"ખોટી વાત, ડોકટર પર મને વેર નથી, તો દીનુ પર તો શાનું હોય ! દીનુ તો મ્હારૂં વ્હાલું બાળક છે. દીનુ ડોકટરનો

દીકરો છે તેની પણ મને ખબર નથી. છેલ્લાં બે વરસ થયાં રોજ ખાવાનું લઈને એ મારી પાસે રમવા આવતો એટલે એના મરણના સમાચાર સાંભળીને મને અત્યંત આઘાત થયો. છેલ્લે છેલ્લે એક વાર તેનું મોં જોઇ લેવા હું ચોક પાસે જાઉં છું તો તમે કહો છો કે હું તેને ભરખી જવા માગું છું એટલું જ નહિ પણ એના મરણનું કારણ પણ મને માનો છો અને મારા "દવાના પૈસા"ના ઉદ્ગારમાં કંઇક નજરબંધી ગણો છો. વળી મારા જીવનમાં ઉંડા ઉતર્યા વિના તમે મને માગીને ખાનાર, ખવડાવનારનું ખોદનાર અને સમાજના શત્રુ તરીકે નિન્દો છો તો મારા જીવનમાં આજે પહેલી અને છેલ્લી વાર હું મારૂં હૃદય ઉઘાડું છું અને પ્રશ્ન પૂછું છું કે સમાજનો શત્રુ હું કે મારો શત્રુ સમાજ ? મારી વાત સાંભળ્યા પછી મારા આ પ્રશ્નનો જવાબ સમાજના તમે સહુ નેતાઓ આપજો.

તમે સૌ શહેરના આગેવાનો છો, સત્તા અને સંપત્તિની સાચવણ માટે સર્જાએલી સંસ્થાના સંચાલકો છો. મારી વાત સાંભળશો તો મારા હૃદયનો ભાર એક વખત ક્ષણવાર માટે ઓછો થશે એટલુંજ નહિ પણ ડાહ્યા માણસોએ સમાજ, કાયદા, કાનુનની સૃષ્ટિ રચીને કેવી કેવી ઝીણી ને ગૂઢ આંટીઓ પેદા કરી છે અને તેને લીધે ન્યાયને નામે કેવી રીતે અન્યાય થઈ જાય છે તેનો તમને કંઇ ખ્યાલ આવશે.

આ ધમલો ગાંડો તે હું એક વખતનો ધરમસી શેઠ હતો. અનેક વિદ્વાનો અને લક્ષ્મીવાનો મારૂં આંગણું દીપાવી રહ્યા હતા. તેમાં ભાગ્યયોગે, વેપારમાં ભૂલ થઇ અને મને મોટી ખોટ આવી. પ્રમાણિકતાની વધારે પડતી કિંમત આંકવા જતાં હું પાયમાલ થઈ ગયો. શરમના માર્યા શહેર છોડીને વતનમાં મણિગઢથી પાંચ ગાઉ દૂર

અંબાડા ગામમાં આવીને હું રહ્યો. પાંચેક માસ પછી મારી સ્ત્રીને સુવાવડ આવી. ગરીબીમાં સુવાવડ સુવાવડ રૂપજ હોય. તેમાં વળી કમનશીબે બાળક આડું હોવાથી પ્રસવ બે દિવસ અટકી રહ્યો. ગામડાંશાહી અખતરા કરતાં મારો જીવ ચાલ્યો નહિ; એટલે કણસાતી મારી સ્ત્રીને અને પાંચ વરસના પુત્રને ગાડામાં નાખીને હું મણિગઢ લઇ આવ્યો. મણિગઢના ડોકટરને મેં મારી સ્ત્રીને બતાવી. તેમણે કહ્યું કે "બાળક આડું છે એટલે કાં તો ઓપરેશન કરવું પડશે અને કાં તો બાળ–સાણસાથી બાળકનો પ્રસવ કરાવવો પડશે. ઓપરેશનની ફી એકસો રૂપીઆ થાય." પણ મેં તેમને મારી ગરીબીની વાત કરી એટલે હાના હાના કરતાં તેમણે પચીસ રૂપીઆ ઠરાવ્યા. મારી પાસેની સઘળી પુંજીના રૂપીયા દસેદસ મેં તેમને તે વખતે રોકડા આપી દીધા અને બાકીના પંદર બે દિવસ પછી આપવાનું કબૂલ કર્યું. સાંજે ઓપરેશન પણ થયું.

બીજે દીવસે ખાવા પીવા માટે મારી પાસે રાતી પાઇ પણ રહી નહોતી. મારૂં તો ઠીક પણ મારા પાંચ વરસના છોકરાનું શું ? ભીખ માગીને છોકરાની ભૂખ મટાડી. પણ ડોકટરના દવાના પૈસાનું શું કરીશ એ વિચારો મને મૂંઝવવા લાગ્યા. પ્રમાણિકતા સાચવવા માટે પાયમાલ થઇને પણ લાખોની ખોટ મેં ભરપાઇ કરી; અને આ પંદર રૂપીયા માટે કબુલાત આપીને વચનભંગ થવું પડશે એ અસહ્ય વેદનાને લીધે મારૂં મગજ ડામાડોળ થઇ ગયું.

એ ડામાડોળ દશામાં મેં બાજુના મંદિરમાં અન્નકૂટની ધામધૂમ મચેલી જોઇ. હું ત્યાં ગયો. મંદિર ઠાઠમાઠથી શણગાર્યું હતું. લોકોનાં ટોળેટોળાં ઉભરાઇ રહ્યાં હતાં. રેશમી કપડાંમાં પોતાનાં કુટુંબીઓને છાબમાં મૂકવા જેવા શણગારી, ઘરેણાં

દાગીનાથી લચલચી રહેલા ઠાકોરજીની આસપાસ અન્નકૂટની અદ્ભુત રચના કરીને, મલકાતે ચહેરે પૂજારી ઉભો હતો. ભાવથી અને ભક્તિથી પડાપડી કરતા લોકોને મેં જોયા; પણ ભગવાન કે ભગવાનની જાહોજલાલી મારા ભગ્ન હૃદયને શાન્તિ આપી શક્યાં નહીં. તેમજ દાન દક્ષિણા દઈ રહેલ ભાવિક ભક્તજનો પ્રત્યે પણ મને માન થઈ શક્યું નહિ. મારી નજર સામે તો પ્રત્યેક વસ્તુ અને તેની ઉપયોગિતાનું નગ્ન સત્ય રૂપે પૃથક્કરણ ચાલતું હતું. આ નિર્જીવ પત્થરને માટે આટઆટલી જાહોજલાલી, આટઆટલા ધનનો વ્યય! અને જીવતા આત્માઓ પીલાઈ રહ્યા હોય તેની સામે કોઈ નજર સરખી પણ ન કરે! આ ધન લેનાર કે દેનાર કોઈને માટે ઉપયોગિતાનું કાર્ય સારતું નથી. તો આવા નિરૂપયોગી વ્યવહારમાં વેડફાતા ધનને મૂંઝાયેલો માનવી લઇ લે તેમાં અન્યાય શો? ખાવા પાઈ નથી. દીકરો ભૂખે મરે છે. સ્ત્રી અને બાળક હોસ્પીટલમાં છે. સમાજમાં કોઇ પૈસા ધીરે તેમ નથી. ગરીબાઇમાં સગાં વહાલાં સગપણ સાચવે તેમ નથી. એક ટંક તો ભીખ માગીને પણ બાળકનું પેટ ભર્યું. પણ હવે પછી શું? તે તો હજી કદાચ ચલાવી લેવાય. પણ ડોકટરને પંદર રૂપીયા આપવાના છે તેનું શું? એ રૂપીયા ગમે ત્યાંથી પણ લાવ્યા વિના કેમ ચાલશે? આ ને આ વિચારમાં મેં એક માણસના ખીસામાંથી બહાર નીકળતી દસ રૂપીયાની નોટ જોઇ. મેં તે સરકાવી લીધી. હવે પાંચનું કરવું રહ્યું. કોઇનું ખીસું તો હાથ ન આવ્યું. પણ કઠેડા પાસે મંદીરની રૂપાની નાનકડી ઝારી પડેલી તે દેખાઈ. ગીરદીમાં નીચે પડી જઇને મેં તે ઉંચકી લીધી. તે વેચીને ડોકટરને પંદર રૂપીયા ભરી આવ્યો. પણ તેને વળતેજ દિવસે મારી સ્ત્રીની તબીયત અચાનક બગડી અને ડોકટર વીઝીટમાંથી પાછા ફરે તે પહેલાં જ તે મરણ પામી.

ધર્મશાળામાં મારાં બન્ને બાળકોને લઇને હું બેઠો હતો. સ્ત્રી વિના, પૈસા વિના હું આ બે બાળકોને કેવી રીતે ઉછેરી શકીશ એ વિચારે મારા મગજની સમતોલતા ભમતી હતી. મારા છોકરા સામે જોઇને મારી આંખમાંથી આંસુ વહેતાં હતાં. અને મને રડતો જોઇને મારો છોકરો પણ રડી રહ્યો હતો. અમારામાંથી કોઇ કોઇને છાના રાખી શકે તેમ નહોતું. આમ જ્યાં નાક, બ્હાંય અને સાથળ આંસુભીનાં બની રહ્યાં હતાં ત્યાં "ઝારીનો ચોર ક્યાં છે ?" કરતા મંદિરનો પૂજારી અને બે ભૈયા દાખલ થયા. ઝારી વેચાતી લેનાર વેપારી પણ સાથે હતો. તેણે મારા તરફ આંગળી ચીંધી અને ભૈયાઓ મારા ઉપર તુટી પડયા. 'ભગવાનને પણ ન મૂકયા' એમ કહીને પૂજારી પણ ધબ્બા અને લપડાક લગાવવા મંડયો. ભગવાનને ધરાવવા કઢેલા દુધના કાઢા પી પીને તૈયાર થયેલા ભૈયા અને પૂજારીના હાથનો માર ખમી શકે તેવાં મારાં હાડકાં પાંસળાં રહ્યાં નહોતાં. તેવામાં એક માણસ પોલીસને તેડી લાવ્યો, પોલીસે ચોરી માટે મને અટકમાં લીધો. આ અણધાર્યો વાદળનો ભાર ઝીલવાની શક્તિ મારામાં નહોતી. મારૂં મગજ ધૂમ થઇ ગયું. પેશાબ કરવાની રજા લઇને છોકરાને બાજુમાં તેડી ગયો અને મારી પાછળ તે હેરાન ન થાય તે માટે મેં તેનું ગળું પીસી નાખ્યું અને બીજા નાના બાળકને પીસી નાખવા જાઉં ત્યાં પોલીસે મને પકડી લીધો. ચોરી અને ખૂન બન્ને આરોપો માટે પોલીસે મારા ઉપર કેસ કર્યો. ચોરી મેં શા માટે કરી અને છોકરાનું ખૂન કરવા માટે હું શા માટે પ્રેરાયો તેનો વિચાર તો કોઇને કરવાનો હતો નહી. મને જેલમાં ધકેલવામાં આવ્યો અને મારાં નાનાં બાળકને અનાથાશ્રમમાં મોકલી આપવામાં આવ્યો.

ચૌદ વર્ષે બહાર આવીને, અનાથાશ્રમમાં મારા બાળકનું મોં

જોઈ આવ્યો. પણ મારી ઓળખાણ આપતાં મારી હિમ્મત ચાલી નહિ. ગુન્હેગારનાં સગાં પણ જગતમાં હલકાં ગણાય છે. એકાદ વરસ બહારગામ ગાળી આવ્યો. એક વાર કેદી બનનારને સમાજ નોકરી કે મજુરી આપતાં અચકાય છે તેથી ભીખ માગવા સિવાય મારે કશું રહ્યું નહિ.

મારૂં અર્ધું મગજ ખસી ગયું હતું અને એ સ્થિતિ જ મારા સંજોગોમાં સુખદાયક થતી હતી. જગતને મારી પરવા નથી તો મારે જગતની શી પરવા ? કાગડા–કૂતરા પણ ભુખે નથી મરતાં, તો હું શા માટે મરીશ ? જેણે દાંત આપ્યા તે ચાવણું તો આપશે જ. આમ તરંગે ચડતાં ચડતાં મગજ સમતોલતા ખોવા લાગ્યું. પણ એક વાત તો મગજમાં ઘર કરીને બેઠી હતી કે આ બધાનું મુખ્ય કારણ શું ?

જો પંદર રૂપીયા ભરવાના ન હોત તો હું ચોરી ન કરત, ખુન પણ ન થાત અને આ સ્થિતિ ઉત્પન્ન પણ ન થાત. પંદર રૂપીયાની જરૂર ડૉકટરને વધારે હતી કે મને ? ડૉકટરનો અલબત્ત વ્યક્તિગત દોષ કશો નહોતો. તેણે તો એકસો રૂપીઓને બદલે પચીસ રૂપીયા લીધા. તેમાં પણ પંદર રૂપીયા પછી લેવાનું કબૂલ કર્યું. એટલે તેણે તો પોતાની મહેનતનું યોગ્ય મહેનતાણુંજ લીધું એમાં એનો દોષ શો ?

સાચો દોષ તો ડૉકટરને દવાના પૈસા લેવાની સંમતિ આપનાર સમાજનો છે કે જેના આધુનિક વ્યાપારિક તંત્રમાં દરેક કામ અને વસ્તુ પૈસા વડેજ મુલવાય છે. એટલેથીજ વાત પતી હોત તો અડચણ નહોતી, પણ વ્યવહારના વધુ પ્રસંગો જેમના મારફત :થવાના સંજોગો ઉપસ્થિત થયા તેમણે દરેક પ્રસંગે

પૈસાને પોતાના ઘરમાં સંગ્રહી રાખીને, સંતાડી રાખીને, વ્યવહારના સાધનને મુશ્કેલી કરી પોતાનો સંગ્રહ સચવાઇ રહે તે માટે સંગ્રહવાળાની જમાત જમાવી તેને સમાજનું નામ આપ્યું. તેમણે પોતાને અનુકૂળ થઇ પડે તેવી રીતે પ્રથા, પ્રણાલિકા, નીતિ, નિયમ, કાયદા, રૂઢિ રચાવી અને થોડાના લાભ માટે કરોડો માણસોને ગરીબીના નવરચિત રણમાં ધકેલી દીધા. તેમણે ધનવાન અને ગરીબના કૃત્રિમ વર્ગો રચ્યા; અને વિદ્યા, જ્ઞાન, વિજ્ઞાન, ઔષધ, લોકોપકાર માટેના આ અંગોમાં પણ પૈસાનું તત્ત્વ ઉમેર્યું એટલુંજ નહિ પણ પૈસાનું સાર્વભૌમત્વ એટલી હદ સુધી સ્થાપ્યું કે પૈસાને ખાતર જ્ઞાનવિજ્ઞાન પણ માનવ-ઉદ્ધારને બદલે માનવસંહાર કરવા સુધી તૈયાર થયું.

મણિગઢનો ડોકટર પણ આ સમાજરચનાનુંજ ફળ હતો. વેપારી યુગની આ વેપારી ભાવનાથીજ એ ડોકટર થયો. હજારો રૂપીયાની મૂડીના ભોગે એ ડોકટર બન્યો. તેની મોટાઇનું માપ તમે તેની કમાણીના આંકડા પર મુકો તેથી દેખાવ નીભાવવાને તેને ખર્ચાળ જીવન રાખવું પડે. આટલી થાપણ, આટલાં ચાલુ ખર્ચ અને સખ્ત જાતમહેનતથી ચાલતી વૈદક પેઢીના વ્યવસ્થાપક માટે સમાજે બીજો કયો માર્ગ રહેવા દીધો છે? દરેક કામ માટે વ્યાપારિક સાટાં કરવાં અને નફા તરફજ નજર રાખવા સિવાય એ બિચારો શું કરી શકે? છતાં પણ વિદ્યાદેવીના પ્રસાદથી, ઓછાવત્તા અંશે થોડી દયા પણ તેનામાં છે. હજી એ નર્યો લક્ષ્મીનો ઉપાસક નથી બન્યો. પણ મને બીક છે કે આટલી દયા પણ વખત જતાં નાશ પામશે અને દરેક દર્દનાં તોળી જોખી, માપીને ભાવ ચુકવવા પડશે. અને પૈસા ભારોભારજ દર્દોની સારવાર થશે

મારો રોષ આ સમાજરચના સામે હતો. સમાજે ઉભી કરેલી બધી સંસ્થાઓ માનવમાત્રના દુઃખ નિવારણ અર્થે હોય કે વ્યક્તિગત સુખ સંપત્તિ સંપાદન કરવા માટે હોય? દવાના પૈસા પડે, ઓષધ પૈસા વડેજ સટવાય, એવા તંત્રને રચનાર સમાજ સામે મારા હૃદયની વિરાટ વ્યથા હતી. આવું દુઃખભર્યું જીવન આજે પાંચ પાંચ વરસ થયાં રખડી રઝળીને ગાળું છું. તેની સામે નજર સરખીએ કરવાની ફરજ તમારો સમાજ સમજતો નથી. મારા જેવા સેંકડો નહિ પણ હજારો માનવીઓ સમાજતંત્રના એક કે બીજા ભીસા નીચે છૂંદાઇને પાગલ બની દુઃખમાં જીવન વીતાવી રહ્યા હશે. કોઈ કોઈ તો પાગલતાની પરાકાષ્ઠાએ પહોંચી આપઘાત કરીને જીવનનો અંત લાવ્યા હશે. પણ ન્યાયની માયાજાળ દેખાડનાર એ સમાજના સંચાલકો ન્યાયના નાટક નીચે અન્યાયના ઢગના ઢગ ખડકી રહ્યા છે. આજે હું અન્યાયનો ભોગ બન્યો છું, તો કાલે તમારો વારો આવશે. અન્યાયની લાલસાની ચૂડમાંથી કોઈ છટકી શકવાનું નથી.

અન્યાયની એ યાતનાને લીધે હું મુંઝાતો હતો. માનવને ઘેર તો ન્યાય નથી. પણ પ્રભુને ઘેર તો હશેજ એમ માનીને મીરાના પ્રભુ ગીરધર નાગરને જગાડવા માટે આજે પાંચ પાંચ વરસ થયાં હું મારી ટેલ નાખી રહ્યો છું. આ પાંચ વરસમાં મેં કોઇ ખરાબ વિચાર કર્યો નથી. કોઈનો દ્વેષ કર્યો નથી. પાપથી અજાણ અને સંસારથી અલિપ્ત એવી બાળકોની દુનિયામાંજ નાચીકુદીને પ્રભુની યાદમાં મેં મારો વખત પસાર કર્યો છે. ડોક્ટરનો દીનુ પણ બીજાં બાળકો સાથે મારી પાસે રમવા આવતો. એનું નિષ્પાપ હૃદય મારા હૃદયની ભભૂકતી જ્વાળાઓને સમજી શક્યું હશે અને એ જ્વાળાના સાન્ત્વન અર્થે આ જગતનાં પાપને ભસ્મ કરવા માટે પોતાના દેહની આહૂતિ આપીને

ઇશ્વર પાસે ન્યાય માગવાને એ ગયો. પ્રભુનાં બાળથી આ અન્યાય ન જીરવાણો અને એ બત્રીસાએ તમારા પાપ ધોવા ભોગ આપી ભસ્મ થવાનું ઉચિત ધાર્યું. ધન્ય છે એ પવિત્ર આત્માને. લાલસામાં લિપ્ત બનેલા તમે સમાજના સમયવર્તીઓ નથી તો સમજી શક્તા એ પ્રભુના અગમ્ય ન્યાયને, નથી તો ઓળખી શકતા એ બાળ આત્માના ભોગને, નથી તો સમજી શકતા મારા જેવાના સમાજસર્જીત આર્તનાદને અને ઉલટા ઉંધા અર્થો લઇ પૃથ્વીનાં પાપ વધાર્યા જાવ છો અને મારા પર દોષારોપણ કરવા તત્પર બનો છો. દવાના પૈસા તમે કર્યા, અને એ દવાના પૈસાને લીધે જ પાપની આ પરંપરા પ્રગટી."

દવાના પૈસા ! દવાના પૈસા ! સમાજે કર્યા દવાના પૈસા ! આ લવન કરતો ધમલો ગાંડો ચેહમાં બળતા દેહ સામું મીટ માંડીને જોઇ રહ્યો.



# સમુની સુવાવડ



'અરે બાઈ, બાર બાર વરસ ઘરવાસ ચાલ્યો તોય ભગવાને શેર ઘોડીયું બંધાવ્યું નહિ. વહુ તો બાપડી નશીબદાર કે ચુંદડી ઓઢીને ગઈ, પણ મારો અમીચંદ તો નાનો બાળ છે. ભગવાન એની લીલી વાડી કરે.'

અમીચંદ ઘરભંગ થયો ત્યારથી કમુ કાકીને આ ચિન્તા થવા લાગી. ઘરની સ્થિતિ સારી, વળી ચાર ભાઇ વચ્ચે કાંઇ પ્રજા નહિ, એટલે અમીચંદનાં નવાં લગ્નથી પ્રજા-વંશ રાખવાની ખાસ ઇચ્છા કમુ કાકીને હતી. ગામડાની છોકરી હોય, શરીરે જરા ભરેલી હોય અને ભાઇભાંડુથી ભરપુર ઘર હોય તેવે ઠેકાણે જો સગપણ થાય તો ઠીક; એમ કમુ કાકીને લાગ્યું. કમુ કાકીએ પ્રેમચંદના પિતરાઇ મારફત પ્રેમચંદની સમુનું માગું મોકલ્યું. સમુની ઉમર હજી બાર વરસની હતી ને લગ્ન ઘડીયાં કરવાનાં

એટલે પ્રેમચંદ જરા મુંઝાયો. પણ પિતરાઇએ રસ્તો કાઢયો કે "લગ્ન તો બ્હાનાં કાઢીને ઠેલશું, અત્યારે તો તું હા કહે." પ્રેમચંદ પીગળ્યો તો ખરો; પણ ત્યાં વળી નવી આફત ઉભી થઇ.

અમીચંદ જરા સુધરેલ વિચારનો હતો. તેને બ્હીક લાગી કે ગામડામાં સગપણ કરવા જતાં ક્યાંક કાણું, કુબડું બુડથલ પનારે પડે તો ? એટલે સગપણ કરતાં પહેલાં છોકરીને નજરે જોઇ લેવાનું એને વધારે યોગ્ય લાગ્યું. આમ તો સમુના વાનમાં કે ઘાટમાં કંઈ વાંધો કાઢી શકાય તેમ નહોતું; પણ કદાચ તેની ઉમર નાની જોઇને અમીચંદ ફરી બેસે એવી બ્હીક પ્રેમચંદને લાગી, પોતાના પિતરાઇને તેણે આ વાત કરી. પણ પિતરાઇ તો જમાનાનો ખાધેલ હતો. એણે તરતજ રસ્તો શોધી કાઢયો: 'ભલે જુવે; શહેર તો વંઠી જવા બેઠું છે. સગપણ કરવા મુરતીયો જાતે ઉઠીને જાય એવું ક્યાંય સાંભળ્યું છે ? પણ જમાનો બદલી ગયો. ભલે જોવા આવે. જોઇ જોઇને મોઢાં સિવાય બીજું તો શું જોશે ? ખાનદાની, સ્વભાવ, રીતભાત, ગુણદોષ, આ તે રોજના સહવાસીઓ જાણી શકે, કે એક વખત બધી તૈયારી પછી નાટકી ઢબે દષ્ટોદષ્ટનો સીન ગોઠવાય તેનાથી સમજાય ? હશે, સુધારાને ધપવા દો. ભલે અમીચંદ સમુને જોઈ જાય."

'જોઈ જાય તેમાં વાંધો કાંઇ નથી; પણ સમુ જરા નાની લાગે છે, તેનું શું ?

"અરે ભલા માણસ ! એમાં તે મૂંઝાવાનું હોય ? આ મારી કાશી હમણાંજ સાસરેથી આવી છે. સમુનો ને તેનો ચ્હેરો લગભગ મળતો આવે છે, અમીચંદ આવશે ત્યારે બતાવશું કાશીને, ને પરણાવશું સમુને ?"

'ચાલશે ?'

'અરે ચાલે નહિ શું ? કંઈક કરી નાખ્યાં એવાં તો.'

અમીચંદ હીંડોળા ખાટે બેઠા. કન્યા એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગઈ તે તેમણે જોઇ. પિતરાઇએ કન્યાનાં ભારોભાર વખાણ કર્યાં. કન્યાનો ચ્હેરો પણ અમીચંદને ગમ્યો ને અમીચંદને બધી વાતે સંતોષ થયો.

વિજયાદશમીએ ચાંદલા થયા. તાબડતોબ સમુરતું ચડાવ્યું. માગશર માસમાં લગ્ન કરવાની બધી તૈયારી ચાલવા લાગી. પ્રેમચંદ મુંઝાયો. પણ પિતરાઇએ તો ઠંડે પેટે બધું કામ કર્યે રાખ્યું. કારતક મહીનામાં મુહુર્ત જોવરાવતાં પિતરાઈના જોશીને મહા મહીના સીવાય લગ્ન ન સૂઝયાં. પોષની આખરે પ્રેમચંદના સાસરીયામાં કોઇકનું મરણ થયું. 'અને લગ્ન ઠેલાયાં. આમ બ્હાનાં પર બ્હાનાં ચડતાં બીજે વરસે છેક મહા મહીનામાં લગ્નની સાચી વેળ સાંપડી—લગ્ન થયાં ને સમુ બેન સાસરે સિધાવ્યાં.

શહેરમાં ત્રણ ચાર મહીના રહી ત્યાં તો સમુ સાવ બદલાઇ ગઇ. મૂળ ઉજળો વાન, ઘાટીલું શરીર, ઉંચું કાઠું, ભરેલું હાડ, નમણો ચહેરો, આ બધામાં ફેશનેબલ લુગડાંલત્તાં ને ઘરેણાં ભળતાં સમુ પર પુરૂષ માત્રની મીઠી નજર વસવા લાગી. હોંશભરી જુવાની, બીજ વરનાં લાડ, આખા કુટુમ્બની આશા, આ બધાંથી સમુ સ્વર્ગના સુખની લ્હાણ અનુભવા લાગી.

તેમાંય સારા દિવસની આશા બંધાતાં તો આખા કુટુંબમાં સમુનાં માન વધી પડયાં. વડીલો પણ વાત વાતમાં સમુના ભારોભાર વખાણ કરે. સાસુજીનો તો હરખજ ન માય. સમુને તે

હંમેશાં નવાં નવાં લુગડાં પહેરાવીને પોતાની સાથે દેવદર્શને ને સગાંવ્હાલાંને ત્યાં લઈ જાય.

"વહુ બેટા હમણાં તમે ઉદાસ કેમ રહો છો ?" સમુનું મ્હોં બે ચાર દિવસ થયા બરાબર ન્હોતું લાગતું એટલે સાસુજીએ એને પૂછ્યું. સમુ કંઇ ન બોલી. સાસુએ ફરી ફરીને પૂછ્યું. પણ સમુ તો મુંગી ને મુંગી બેસી રહી. પણ સમુની નાની નણંદ બોલી ઉઠી 'ભાભીને શું પૂછો, બા ? ભાભીએ ચાર દિવસ થયા ખાધું છે ક્યાં ? આખો દિવસ ઉલટી ને ઉલટી જ કર્યા કરે છે. પથારીમાં સુઇ રહે છે ને રડયા કરે છે.'

સાસુનું મોઢું જરા પલક્યું ને એમણે સમુને હિમ્મત આપી: 'હોય એ તો દીકરા, મુંઝાઇએ નહી હોં. એ તો હેળનું થાય. મને ય આમ તમારી જેમ ઉલટી થયા કરતી. ચાર આઠ દિવસમાં મટી જશે બધું.'

'મટી તો જશે; પણ ભાભીના પેટમાં ચાર દિવસ થયા અન્ન નથી ટ્યતું તેનું શું ?' સમુની નણંદે પૂછ્યું.

સમુની સાસુએ ઘરગથ્થુ બધા ઇલાજ અજમાવી જોયા. પણ ઉલટી તો દિવસે દિવસે વધવા લાગી. આખો દિવસ મોળ ને ઉલટી, અન્ન તો મુદ્દલ લઇ જ શકાય નહિ. આમ સમુની તબીયત લથડતી ચાલી.

'બા, આમ ઊંટવૈદું ક્યાં સુધી કરશો ?' અમીચંદે કંટાળીને એક દિવસ પોતાની બાને કહ્યું. 'કાંઈ સારો ઇલાજ તો કરો. આ તો ક્યાંક જીવની જશે.'

બાની ભમ્મર જરા સંકોચાઇ: 'એમ બહાવરાં ન થઇએ,

ભાઇ! વહુ કાંઈ અમને દોહ્યલી હશે? અમે કાંઇ ઉપાય નહિ કરતાં હોઇએ? બાઇડીઓની દવામાં અમે બાઇડીઓ વધારે સમજીએ કે તમે પુરૂષો? તમે તમારૂં કામ કરો ને, બહુ વહુઘેલાં ન થઇએ.'

અંતે, સાસુ, સસરા અને મોટાભાઇઓએ મળીને દવા કરાવવાનું તો ઠરાવ્યું, પણ અંગ્રેજી દવા નહિ, કારણ કે તે ગરમ પડે. સાસુજી જાતે વૈદ્યરાજને ત્યાં ગયાં અને સમુની બધી હકીકત કહીને તેમને ત્યાંથી પડીકાં લઇ આવ્યાં. એ દિવસ સમુએ તે પડીકાં ખાધાં. પણ કાંઇ અસર થઇ નહિ. વૈદ્યરાજને ઘેર બોલાવ્યા. વૈદે સમુની નાડી પરીક્ષા કરી.

'નાડીમાં કાંઈ લાગે છે, વૈદ્યરાજ?' સાસુએ પૂછ્યું.

'હા, નાડી ભારે લાગે છે.'

'બરાબર જોઇ તમે, વૈદ્યરાજ? સાચેજ નાડી ભારે લાગે છે?' સાસુએ ફરીથી પૂછ્યું, ને વૈદ્યરાજે પોતાનો દશશેરો ઊંચો નીચો કર્યો. સાસુજી હકાર સમજી ગયાં ને આનંદમાં આવી ગયાં. વૈદ્યરાજે ખોરાકમાં ખાટું, તીખું કે વાયડું ખાવાની ના પાડી. બીજાં અકસીર પડીકાં આપ્યાં, તેને મધમાં ચાટવાનું કહ્યું.

સમુના પેટમાં પાણીનું ટીપુંયે છબતું ન હતું ત્યાં ખોરાકની તો વાતજ શી? એટલે વૈદે ખાવાપીવાની પરહેજી બતાવી હતી તેમાં તો કંઈ હરકત નહોતી. એ દિવસ તો લગભગ લાંઘણુનાજ સમુએ ખેંચી કાઢ્યા ને પરિણામે તેનામાં હરવાફરવાની તો ઠીક પણ પથારીમાંથી ઉભા થવાનીયે તાકાત ન રહી.

સમુની સાસુએ સકુ દાઇને બોલાવી. સુધરેલા વિચારના

અમીચંદને આ ન ગમ્યું. 'તુંયે તે કેવી છે બા ? અભણ દાઈ તે આમાં શું સમજે ?' તેણે પોતાની બાને ઠપકો આપ્યો. જીભ ને શરીરે જોરાતી, આધેડ ઉમરની સકુ દાઈએ આ શબ્દો સાંભળ્યા, ને ઓરડામાં દાખલ થતાં જ એ બોલી:

'અમે આમાં શું સમજીએ અમુભાઇ ? અમારા ઘરમાં તો સાત પેઢી ઉતાર ચાલ્યું આવે છે. આગળ તો રાજરજવાડામાં પણ અમારાં માન હતાં પણ હવે તમારો સુધારો આવ્યો એટલે અમારાં માન ઘટયાં અને નરસો અને મડમોનો પગપેસારો થયો. સુવાવડની કેટલીયે અઘરી ને અટપટી વાતો અમે અમારા કુટુમ્બ સિવાય કોઇ બહારનીને શીખવીએ નહિ. અમારા જેવું સાત પેઢીના વારસામાં મળેલું જ્ઞાન આખા શહેરમાં કોઇ બીજામાં હોય તો બતાવજો ! ચોપડી વાંચીને ચતુર ન થવાય–આમાં તો અનુભવનું ને ગુરૂગમનું કામ છે.'

'હશે,' અમીચંદ બોલ્યો. 'પણ દાઇઓમાં જો આટલી બધી વિદ્યા ને આવડત હોય તો અમારા હિન્દુઓમાંથી ઉચ્ચ કુટુમ્બની બાઇઓ શા માટે એ કામમાં નથી પડતી ? અમે હિન્દુઓ આ કામમાં નથી પડતા એટલે બીજું કંઇ નહિ તોયે એ કામ હલકું તો હશે જ ને ?'

'હલકું છે કે નહિ તે તો પ્રભુ જાણે. પણ કોઇ પ્રાણીઓએ કે ધર્મે પ્રસવકાળને અસ્પૃશ્ય નથી ગણ્યો. અસ્પૃશ્યતાને ઉભી કરીને પાંચ, છ કરોડના માનવસમૂહના જીવનને બરબાદ કરનાર હિન્દુધર્મના વિધાતાના પાપ ધોવા માટે પ્રભુએ ઘડીભર એની બુદ્ધિનો સંભ્રમ કર્યો હશે; તેથીજ તો તેને પ્રભુના પ્રિય માનવ-બાળના જન્મકાળે, જન્મતા બાળકને અને જન્માવતી માતાને

અસ્પૃશ્ય ગણ્યાં. ઋતુધર્મના સમયને અસ્પૃશ્ય બનાવવાનું કારણ તો સમજી શકાય તેવું છે. પુરૂષની વિષયવાસનાનો અતિરેક અવરોધવાના શુભ હેતુથી કદાચ એ અસ્પૃશ્યતા જન્મી હોય, પણ જન્મકાળને અસ્પૃશ્ય બનાવવામાં તો અસ્પૃશ્યતા ઉદ્‌ભવવાનો શાપ જ ફળ્યો લાગે છે. પ્રસૂતિકાળને અસ્પૃશ્ય બનાવ્યો એટલે પછી એ હલકો જ ગણાય ને? પ્રસૂતિકાળ હલકો ગણાયો, પછી તમારા બ્રાહ્મણ વાણીયાની સ્ત્રીઓ દાઈ કયાંથી બને? અમારા ધર્મમાં તો એવી આભડછેટનું નામ નહિ એટલે અમારામાંથી તો સારાસારા કુટુમ્બની બાઈઓ પણ દાઈનું કામ કરે, પણ હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતાના ભૂતને લીધે દાઈનો ધંધો હલકો ગણાય છે; તેથી જ તો હિન્દુમાંથી હજામ કે એવી હલકી કોમની અથવા મુસલમાન બાઈઓ જ આ ધંધો કરે છે. જમાનો સફાઈની જરૂરીઆત બતાવે તો અમે પણ સફાઈ બતાવીએ! બાકી અત્યારની નર્સો ને મડમો સુધરેલી દાઈઓ નથી તો બીજું શું? અમે તો માત્ર એક જ વાત જોઈએ: 'પ્રસૂતિકાળની વેદના ઓછી કેમ થાય? મા અને બાળકની તબીયત સારી કેમ રહે? અને બધું ખેમકુશળ પાર કેવી રીતે ઉતરે? દાઈ કહેશો તો થોડે ખરચે પતશે ને નર્સ કે મડમ કહેશો તો મોટા ખર્ચના ખાડામાં ઉતરશો, એટલું જ. બાકી દાઈ, નર્સ કે મડમના ભેદની શી જરૂર છે, ભાઈ?'

સકુ બોલ્યે જતી હતી. અમીચંદ તેને આભો બનીને સાંભળી રહ્યો હતો. સકુની દલીલોનો તેની પાસે જવાબ ન્હોતો, એટલે મૂંગે મોઢે ત્યાંથી ચાલ્યો. દાઈએ સમુને તપાસી ઓસડીયાં બતાવ્યાં. સમુએ એ બેત્રણ દિવસ વાપર્યાં પણ ઊલટી અટકી નહીં. અમીચંદની પણ ધીરજ ખૂટી ને તેણે સમુને સ્ત્રીઓના કોઈ ડૉક્ટરને બતાવવાનું નક્કી કર્યું.

ડૉ. રજનીકાન્ત સ્ત્રીદર્દોના નિષ્ણાત હતા. તેમણે ખાનગી સુવાવડખાનું ખોલ્યા પછી સ્ત્રીઓની આલમમાં સારૂં નામ કાઢ્યું હતું. સમુ, તેનો વર ને તેની સાસુ તેમને ત્યાં ગયાં. પટાવાળાએ અઢારમાં નંબરનું કાર્ડ સમુના હાથમાં આપ્યું અને તેને નંબરસર બેસવાનું કહ્યું. પણ કાર્ડનો અર્થ સમુ કે તેની સાસુ સમજ્યાં નહિ. એકાદ કલાક તો તેમણે ત્યાં તપ કર્યું પણ ન દેખાયા ડૉકટર કે ન આવ્યું કોઈ તપાસવા. આ તરફ સમુ ઉલટી ને નબળાઇને લીધે પાટલી પર વધારે બેસી શકે તેમ ન હતી. એટલે તેની સાસુએ પટાવાળાને પૂછ્યું: 'ડૉકટર સાહેબ ક્યાં છે? બાઇથી બેસાતું નથી તો જલદી તપાસી લે તો ઠીક.'

'તમારા કાર્ડનો નંબર શું છે?' પટાવાળાએ પૂછ્યું. સમુએ તેને કાર્ડ બતાવ્યું અને તે બોલી ઉઠ્યો:

'ઓહોહો! આ તો છેક અઢારમો નંબર છે! બેસો, હજી છ નંબર પણ પુરા નથી થયા!'

'પણ ભાઇ, તું મને ડૉકટર સાહેબની પાસે તો લઇ જા. હું એમને સમજાવીશ. બાઈની તબીયત બહુ ખરાબ છે, તેનાથી જરાય બેસાતું નથી.' સમુની સાસુએ કહ્યું.

'તે કાંઈ ન બને. અહીં તો બધા આવનાર બીમાર જ હોય. બધું નિયમસર થાય. એમ ડૉકટર સાહેબની પાસે તમને તેડી ન જવાય.' પટાવાળો ચાલ્યો ગયો. મૂંઝાયેલી સાસુ ડૉકટરની તપાસ કરવા જાતે ઊભી થઇ અને કાચનું બારણું ઊઘાડવા માંડયું. 'પટાવળા' અંદરથી ડૉકટર સાહેબની બૂમ સંભળાઇ અને પટાવાળએ ડોશીને તેને સ્થાને બેસાડી દીધી.

'કોણ બારણું ખખડાવતું હતું ?' બહાર ડોકું કાઢીને ડોકટરે પટાવાળાને પૂછ્યું. પટાવાળો જવાબ આપે તે પહેલાંજ ડોશી તેમની પાસે પહોંચી અને રડતાં રડતાં સમુની હકીકત કહેવા લાગી. 'હમણાં જ તપાસી આપું છું હો, મા ! આ એક કેસ પુરો થાય એટલે તમને બોલાવું છું.' ડૉકટરે મીઠાશથી કહ્યું કેસ પૂરો કરીને તેમણે સમુને તપાસી. 'આના ગર્ભસ્થાન વગેરેની તપાસ કરવી પડશે.' ડોકટરે કહ્યુ. 'શું કહ્યું, ભાઇ ?' ડોશીએ પૂછ્યું. નર્સે તેમને સમજણ પાડી, પણ સમુ કે સમુની સાસુ એમાંથી કોઇ પુરૂષ પાસે આવી તપાસ કરાવવાને કબુલ ન થયા.

'ત્યારે આટલી હકીકત અને તપાસ પરથી જ દવા આપે ને સાહેબ !' ડોશીએ કહ્યું.

'એમ અટકળે દવા આપ્યાનો અર્થ જ નથી, મા ! દરદ હોય તેને અંગે શરમ રાખવાની જરૂર નથી. વળી નર્સ અને તમે બન્ને હાજર છો. ડોકટર તો સહુનાં માબાપ ગણાય.' ડોકટરે કહ્યું. પણ ડોશીમાને ગળે આ વાત ન ઉતરી. અન્તે ડોકટરે દવા લખી આપી, ને અમીચંદને બધી વાત કહી.

અટકળે લખી આપેલ દવા તે કેટલુંક કામ કરે ? સમુએ ત્રણચાર દિવસ સુધી ડોકટરની દવા પીધી પણ ખાસ ફરક ન પડયો અને ડોકટર પાસે તપાસ ન કરાવવા માટે અમીચંદ તેની બા પર ખીજાયો. પણ ડોશીમા તો પોતાની હઠ પકડીને બેસી રહ્યા

'એમ ભાયડા માણસ પાસે વહુને તપાસાવીએ પછી ગામમાં અમે શું મોઢું લઇને ફરીએ ?' એમણે દલીલ કરી.

'તો ગામમાં લેડી ડોકટર ક્યાં નથી ? કોણ કહે છે કે તમે રજનીકાન્તને જ બતાવો.' અમીચંદ ગુસ્સે થઇને બોલ્યો.

અને તે જ સાંજે લેડી ડોકટર પાસે સમુની તપાસ કરાવવામાં આવી. લેડી ડોકટરની દવા શરૂ થઇ અને ત્રણચાર દિવસે સમુની તબીયતમાં થોડો સુધારો દેખાવા લાગ્યો. સમુને આ મંદવાડમાં ખૂબ નબળાઇ આવી ગઈ હોવાથી, લેડી ડોકટરે તેને ઇંજેકશન લખી આપ્યાં અને આરામ લેવાની, નિયમત ફરવા જવાની, દર મહિને પેશાબ તપાસવાની અને ગર્ભસંરક્ષણના અમુક નિયમોની સૂચના આપી.

બીજા બે મહીના શાન્તિથી પસાર થયા.

સમુનું પાચન જરા નબળું પડી ગયું. ઝાડા પેશાબની કબજીયાત રહેતી અને તેનું શરીર જરા પીળું પડવા લાગ્યું. વસ્તારીનું ઘર; એટલે કામકાજ તો રહે જ; એટલે નાની વહુ-વારૂથી ખાટલે પડયું ન રહેવાય. મહેનતનું ખાસ કામ ન હોય તો પણ ઘર બહાર નીકળવાનો વખત સમુને ન મળે. તેમાં ય શહેરનું મકાન એટલે ત્રણ ઓરડીઓ, હવા પ્રકાશ કકડામાં ઠીક રહેતાં; બાકી અંદરનો ભાગ તો અંધારીયો જ હતો. સામાન્ય સંજોગોમાં તો આવા મકાનમાં પણ આરોગ્ય જળવાવાની શક્તિ કેળવાઇ ગઇ હતી. પણ એ શક્તિ સગર્ભાવસ્થાના સમયમાં અપૂર્ણ નીવડી. સમુને શહેરના પાણીનો પ્રભાવ લાગવા માંડયો. ભૂખ, પાચન બગડવા લાગ્યાં; જે તે ખાવાની અભિરૂચિ થવા માંડી. આવું ખાવાની રૂચિ ઘરમાં તો તૃપ્ત ન થઇ શકે પણ બપોરના ફેરીયાઓએ આ સ્વાદને સંતોષવાની અનુકૂળતા કરી આપી. ખાટાં, તીખાં, તમતમતાં, ગરમાગરમ, ઠંડા, ઊના, જાતજાતના ખાદ્ય અને પેય પદાર્થો પૈસા બે પૈસામાં મળવાથી, સમુએ રોજ

છાનાંછપનાં ખાવા માંડયાં. જીભને તો તે ઠીક લાગ્યા પણ પેટને ન પોસાયા. છતાં થોડા દિવસ તો જીભના સ્વાદને સમુએ તૃપ્ત કર્યો. પેટનું પાચન વિશેષ બગડયું. પેટનો અવાજ પરબારો ન પહોંચતાં પેટે જીભ ઉપર અંકુશ મૂકયો. જીભ પર ચાંદા પડયાં અને ખોરાક તો ઠીક પણ પાણી સરખુંયે પીતાં બળતરા થવા લાગી.

આ અતિ સ્વાદની સજા રૂપે હોય કે ગમે તેમ હોય પણ લેડી ડોકટરે થોડા દિવસ તો રોજ એરંડીયું આપ્યા કર્યું. ખાવાની બીલકુલ મનાઇ કરી અને સમુને દૂધ અને છાશ પર જ રાખી, વધારામાં તેને પાચનની પીવાની દવા અને ઇન્જેકશન આપ્યાં. આમ પાચનની અથડામણ થતાં ચારે તરફથી બંધનો આવી પડયાં. ડોકટરે ફરવા જવાની સલાહ :આપેલી તે પ્રમાણે અમાસને દિવસે અમીચંદ સમુને બગીચામાં ફરવા લઇ જતો. પણ હંમેશાં તેને રજા મળે નહિ ને સમુથી નિયમિત ફરવા જઈ શકાય નહિ.

અધરણીનો મહિમા હિન્દુઓ જેટલો કદાચ કોઇએ નહિ ઉજવ્યો હોય! તેમાં ય કાઠિયાવાડ તો બધામાં અગ્રે આવે. અધરણીનો અર્થ અગૃહિણી થતો હોય અને તેને ગૃહિણી તરીકેની બધી ફરજોમાંથી નિવૃત્ત થવાની સુચના મળતી હોય તો તો આપણે આપણાં પૂર્વજોને ડાહ્યા અને આગમચેતીવાળા કહેવા પડશે. ગર્ભ સમયે, વધારે સંભાળ લેવાની હોવાથી, પાંચમે મહિને તેમણે 'રક્ષાબંધન'-રાખડીનો પ્રસંગ સર્જ્યો.

પાંચમે મહીને સમુને રાખડી બાંધીને, માતાની ને ગર્ભની શારીરિક અને આકસ્મિક કષ્ટોથી તેની સાસુએ રક્ષા તો યોજી

ખરી પણ બીજા બે મહીના પસાર થયા તો પણ સમુની તબીયતમાં ખાસ સુધારો ન થયો. સમુ દિવસે દિવસે દુબળી દેખાવા લાગતાં અને પેટ પણ જરાય નીકળતું ન લાગતાં સમુની સાસુ સીમંત ઉજવવું કે કેમ તેની મુંઝવણમાં પડયાં. પાડોશના માધવરાયભાઇના દીકરાની વહુનું સીમંત બે વરસ પહેલાં ઉજવાયું હતું. પણ પછી તે બાઇને સુવાવડ જ ન આવી ને નાતજાતમાં ફજેતી થઇ. સૂયાણીએ માધવરાયભાઇને પુરી ખાતરી આપી હતી કે બાળક ફરકે છે. બાઇની પોતાની ઉંમર પણ નાની ન હતી. તે પણ બાળક ફરકતું હોવાનું કહેતી હતી. અને બધાં ભૂલ ખાઇ ગયાં. સમુની સાસુને આ પ્રસંગ યાદ આવ્યો તેથી સમુને ફરીથી લેડી ડોકટર પાસે લઇ ગઈ.

'લેડી ડાકટરે સમુને તપાસી દવા લખવા માંડી પણ સાસુ અધવચ્ચે જ બોલી ઉઠયાં: 'દવા પછી લખજો; પહેલાં મને ખાત્રી કરી આપો કે વહુને ગર્ભ છે કે નહિ. સમુનું શરીર ખાત્રી નથી આપતું, પેટ પણ કાંઇ નથી લાગતું એટલે મને મનમાં વહેમ રહે છે. ન કરે નારાયણ ને કાંઇક ભૂલ થઇ જાય તો પછી અમારે ગામમાં મોઢું બતાવવું ભારે થઇ પડે.'

'ગર્ભ તો છે જ, પણ એમની તબીયત જરા નબળી હોવાથી શરીર પર બીજી અસર નથી દેખાતી. મારી તેમને ખાસ ભલામણ છે કે જો તમે બાઇનું અને બાળકનું હિત ચાહતાં હો તો સુવાવડ કોઇ સારી સુવાવડની સંસ્થામાં કરાવજો. ઘર આગળ સુવાવડ કરીને નકામું જોખમ ન લેશો.'

સાસુએ સમુનું સીમન્ત ઉજવ્યું. સમુને કપડાંલત્તાથી શણગારી, તેનો ખોળો ભર્યો. સગાંવ્હાલાં બધાંને જમાડયાં અને સમુના પીયરીયાં તેને સુવાવડ કરવા માટે તેડવા આવ્યાં.

સામાન્ય રીતે પહેલી સુવાવડ પીયેર કરાવવાનો નિયમ છે. હિન્દુ સમાજે આ નિયમ શા માટે કર્યો હશે તે સમજાતું નથી. હિંદુ સમાજમાં વહુનું, ને તેમાં ય નાની વહુનું સ્થાન સંયુક્ત કુટુંબમાં એટલું નિર્માલ્ય છે કે પહેલી સુવાવડ જેવો પ્રસંગ સાસરે ન કરતાં જ્યાં તેનાં માન વિશેષ હોય, જ્યાં તે વધારે છુટથી રહી શકતી હોય, કામકાજમાંથી જ્યાં તેને મુક્તિ મળતી હોય, જ્યાં માતાના હેતના પાઠ સહેલાઇથી શીખી શકાતા હોય અને નાના પતિની પાશવવૃત્તિથી જ્યાં નિરાંતે બચી શકાતું હોય તેવે કોઇક સ્થળે સ્ત્રીજીવનની કસોટીનો આ પહેલો પ્રસંગ પસાર થાય તો સારૂં એવી ભાવનાથી થયો હશે.

પીયરીયાં તેડવા આવ્યાં એટલે સમુને તેમની સાથે તેની સાસુએ મોકલી તો ખરી પણ મોકલતાં મોકલતાં તેના ભાઇને લેડી ડોકટરનો મત કહીને તેમણે ખાસ સૂચના આપી કે વહુની તબીયત નબળી છે; તો ઘેર સુવાઇડ ન કરતાં, કોઇ સારાં પ્રસુ-તિગૃહમાં સુવાવડ કરાવજો.

પણ પ્રસુતિગૃહમાં સુવાવડ કરાવવાની વાત સમુની માને ગળે ક્યાંથી ઉતરે? મૂળ તો ગામ જ નાનું ને તેમાં વસ્તી બધી અભણ એટલે પ્રસુતિગૃહનું નામ લેતાં જ સુધરી ગયા જેવું લાગે. મીશનની એક બાઇએ ગામને પાદર નાની સરખી હોસ્પીટલ ખોલેલી; પણ ઢેઢભંગી સિવાય બીજું કોઇ એનો લાભ ભાગ્યે જ લેતું. ઓપરેશન માટે કોઇ કોઈ બાઇ ત્યાં જતી ખરી; પણ સાજે શરીરે એ હોસ્પીટલમાં સુવાવડ કરાવવા જતાં કોઇની હિમ્મત ચાલતી નહિ.

સમુના સાસરીયાંએ કહ્યું હોવા છતાં તેની માએ તો શિવ-

કોર કાકીને જ સુવાવડ કરવા રહેવાનું કહ્યું. શિવકોર કાકી પીઢ અને અનુભવી હતા; અટલે ગામમાં પણ સહુ એમની સલાહ લેવાને દોડયાં આવતાં. એમાં વળી કાકી હતાં એકલે પંડ, એટલે સમુની બાએ કહ્યું કે તરત જ કાકી સુવાવડે રહ્યાં. અને સુવાવડ માટે વ્યવસ્થા કરવાનું શરૂ કરી દીધું.

ફાતમા દાઇને એમણે કહાવી દીધું. પોતાની અંગત દેખરેખ નીચે એમણે કોલસાની ભૂકીનાં ને લીંડીનાં છાણાં થપાવ્યાં. વહાણુનો ખાટલો, માચી, ચપ્પુ, શેક માટે વેકરીયો પાળો, બાળોતીયાં, ઝબલાં, સુવાવડીનાં કપડાં વગેરે બધી વસ્તુઓ તૈયાર કરાવી. સમુને નવ મહીના પૂરા થયા.

દશ દિવસ ગયા ને સમુને પેટમાં કંઈક થવા લાગ્યું. કાકી તરત સમજી ગયાં. ભંડકીયાની બાજુની ઓરડીમાં તેમણે ખાટલો પથરાવ્યો ને તેના પર જૂની ગોદડી નાખીને સમુને સુવડાવી. પાડોશીની દીવાળી અઠવાડીયા થયા સમુ પર નજર રાખી રહી હતી. તે બપોરે સમુને મળવા આવી. સમુને ન જોતાં તે ઘરમાં દોડી, પણ શિવકોર કાકી કાચાં ન હતાં. તેમણે તો દિવાળીને જરાય વ્હેમ ન પડે તેવી રીતે આડીઅવળી વાતો કરીને રવાના કરી દીધી ને પછી બારણું બંધ કરીને ઉપર તાળું લગાવી દીધું.

'આવી બધી ગામ ખબરી ડાકણો વાત ફેલાવી દે તો મારી સમુ કષ્ટાઇ, કષ્ટાઇને કાયર થઇ જાય ને ?' તેમણે સમુની બાને કહ્યું ને સૂયાણીને બોલાવવાને માણસ મોકલ્યો. કુંડામાં છાણાં સંઘરૂકીને સૂયાણીના આવતાં પહેલાં તો તેમણે બધી તૈયારી કરી લીધી.

સૂયાણી આવી. સમુના પેટ પર તેણે હાથ ફેરવ્યો ને કહ્યું

'પેલોઠી છે એટલે હજી વખત લેશે.' બધો સામાન એણે જોઇ લીધો ને પછી એ પોતાને ઘેર ગઇ.

રાત્રે નવ વાગે એ પાછી આવી. સમુને ચૂંક આવતી હતી પણ ધીમી ધીમી, કલાકે, અર્ધો કલાકે. સમુ ના પાડતી હતી તો યે તેણે અને શિવકોર કાકીએ તેને ઘીમાં કાલવીને મરી ચટાડયાં ને ગરમ દુધ અને ઘી પાયાં. શિવકોર કાકીને ભલામણ કરીને અગીયાર વાગે દાઇ ઘેર ગઇ. સમુને રાત આખી ઉંઘ ન આવી. જરા હરખાઇને શિવકોર કાકીએ સમુની બાને કહ્યું : 'જોયુંને ? વેણુ આકરી છે. એટલે જરૂર આપણે દીકરાનું મોઢું જોઇશું. ટાઢી હોય તો પાણો (દીકરી) આવત.'

બીજે દિવસે સવારે સૂયાણી આવી. પોષ્ટ ઓફીસેથી પોતે લાલ ફાયદાન લાવી તેનો ફાકડો તેણે સમુને ભરાવી દીધો. વેણુ જરા જલદી જલદી આવતી હતી, છતાં હજી તેમાં જોર ન્હોતું આવ્યું. તેલમાં આંગળીઓ બોળીને દાઇએ અંદરના ભાગની તપાસ કરી. પેટ પર હાથ મુકીને તપાસ કરી. 'હજી વાર લાગશે.' એ બોલી. 'સમુનું ગજુ શું ને વાત શી ? કાલની આવડી છોકરી સમુડી, તેમાં વળી શહેરમાં ગઇ એટલે હાડ ગળી ગયાં હોય, એટલે જોર પણ કયાંથી કરી શકે ?'

સમુને તેણે ઉભી કરીને તેની પાસે ખુબ આંટા મરાવ્યા. બારેક વાગે તેને અશેળીયાની રાબ પાઇ પણ તો યે સાંજ સુધી વેણુમાં કંઇ ફરક પડયો નહિ. રાત્રે અગીયાર પછી વેણુ જરા જલદી ઉપડી. સમુથી ખમાય નહિ એટલે તેનાથી ચીસો પડાઇ ગઇ ને તે આકુલવ્યાકુલ થઇ ગઇ. એકએ વાર તો હાથ-પગ પણ પાણીપાણી થઇ ગયા. સુયાણીએ તેલવાળી આંગળી-

ઓથી ફરીથી તપાસ કરી. સહજ ટશીઓ બહાર દેખાયો. એ અર્ધો એક કલાક ગયો, તો યે ટશીયો ફુટયો નહિ, એટલે સુયાણીએ નખ ભેરવીને તે ફોડી નાખ્યો, ને માથું દેખાયું. શિવકોર કાકીએ તરત વેળા લખાવી. માથું જરા નીચે સરકાયું ને સમુને વેણ ઉપર વેણ આવવા લાગી પણ માથું કેમે કરીને આગળ આવે નહિ, સમુ બિચારી સૂયાણી કહે તેમ જોર કરે, અકળાય પણ માથું તો અટકયું તે અટકયું. સૂયાણીએ કાનજી ઝવેરીને ત્યાંથી કમળનું ફુલ લાવવા શિવકોર કાકીને કહ્યું. દાગીનો મૂકીને સમુના બાપા ફુલ લાવ્યા. ફુલને પાણીમાં નાખ્યું. ફુલ ફૂલ્યું પણ ખરૂં, પણ સમુની સ્થિતિ તો હતી તેની તે રહી. સૂયાણીના દેવ શેરણીની સવા પાંચ આનાની માનતા કરી.

પાંગતના પાયામાં પગ ભરાવીને સમુ જોર કર્યા કરે; વળીમાં બાંધેલું દોરડું ઝાલીને જોર કરે, મોઢું બંધ કરીને શ્વાસ રોકે; ને આમ સૂયાણી કહે તે રીતે સમુ જોર કર્યા કરે.

સૂયાણી પણ પેટ ઉપર હાથ મુકીને જોરથી દબાવવા લાગી તેલ લગાવી પેટ ચોળ્યું. શિવકોર કાકી ગળગળાં થઇ ગયાં. સમુની મા તો મૂળથી ઢીલી એટલે એ તો ઘડીએ ઘડીએ રડયા જ કરે, સૂયાણી હિંમત આપતી જાય ને પેટ ચોળતી જાય,

ત્યાં તો સમુએ ચીસ પાડીને ખુબ જોર કર્યું. માથું કંઇક નીચે સર્યું, કાન દેખાયા. એટલે દાઇએ તેલવાળી આંગળી બન્ને કાનમાં ભેરવી અને માથાને નીચે સેરવ્યું. માથું નીચે આવ્યું એટલે ઝટ ખભામાં આંગળીઓ ભેરવી આખું શરીર નીચે સરકાવી દીધું. બાળક નીચે પડયું કે તુરત ભરેર ભરેરનો અવાજ ઓરડામાં ગાજી ઊઠયો.

સૂયાણીએ શિવકોર કાકીને વધામણી ખાવાનું કહ્યું ને ભવિષ્યમાં બાળક બ્હીકણ ન થાય તે માટે જોરથી થાળી વગાડી. એ ઉદ્દેશ કેટલો સચવાયો તે તો કોણ જાણે પણ એનાથી બાળકજન્મની બધાને ખબર તો મળી ગઇ.

પાએક કલાક થયો, પણ થાકીને લોથપોથ થઇ ગએલી સમુથી મુદ્દલ જોર થઇ ન શકે. સુયાણી જરા તાડુકી : 'હવે છેડે આવીને આમ મુડદાલ શું થઇ ગઇ? એક વેણ ખા કે તારો ને મારો છુટકો થાય.'

શિવકોર કાકીએ સમુને બાજરાનો લોટ ફકાવ્યો. સમુને કોરો લોટ ફાકતાં ઉધરસ આવી ને પેટ દબાયું. સુયાણી તો ખુબ ભાર દઇને પેટ દબાવી રહી હતી. એ વેણ અને ઓળ પડી. સુયાણીએ ચપ્પુ લઈ દૂંટીથી મૂઠી માપીને ઓળ કાપી અને સાદો સુતરનો દોરો બાંધીને છેડા પર હળદર છાંટી. પછી સમુને ઉભી કરીને બધો બગાડ નીકળી જાય તે માટે તેના પગમાં સુયાણીએ પોતાનું માથું ભરાવ્યું ને પછી સમુને સુવડાવી ને તેના પેટપર કડણ પાટો બાંધી દીધો.

છોકરાને ટાઢે પાણીએ નવડાવી ધોઇને, બાળતીયું વીંટી માચી ઉપર સુવાડયો. સમુના ખાટલા પર બીજી ગોદડી નાખી. ખાટલા નીચે ચોકીમાં ભારેલો દેવતા ઉભારીને શેક નાખ્યો ને બાજુના તગારામાં દેવતા પર ભૂકરવો પાણો ગરમ થવા મુકીને એ તપે એટલે સહેવાય તેવો શેક કરવાનું સમુને કહ્યું.

ત્યાં શિવકોર કાકી ગળથુથી તૈયાર કરી આવ્યાં ને સમુની માએ બાળકને ગળથુથી પાઇ. બાળકનો સ્વભાવ ગળથુથી પાનાર જેવો થાય કે ન થાય તે જુદી વાત છે પણ ગોળથી બાળકનો

પ્રથમ મળ તો જરૂર સાફ થાય. ત્રીજે ટંકે પાંચ વાગે બાળકને વળગાડવાનું શિવકોર કાકીએ નક્કી કર્યું ને બોલ્યા : ' ભગવાન, પાછા વળતા ધણની દૂધ ભરેલી ગાયો જેટલું ધાવણ મારી સમુને આપજે. '

બે દિવસ તો બધું ઠીક ચાલ્યું. ત્રીજે દિવસે ખુબ ટાઢ વાઇ ને સમુને સખ્ત તાવ ચઢી આવ્યો. એક બે દિવસ થયા પણ તાવ તો વધતો ચાલ્યો. એટલે સમુની તબીયત એકદમ લથડી. સમુનાં પીયરીયાં મૂંઝાયા. સમુનો વર અને જેઠ આવ્યા. મીશન હોસ્પીટલની બાઇને એમણે તબીયત જોવા બોલાવી અને અંતે સમુને હોસ્પીટલમાં લઈ જવી પડી.

સમુને સેપ્ટીક ફીવર લાગુ પડયો હતો. ગર્ભના અવયવો દ્વારા, પ્રસુતિ સમયે પુરેપુરી સ્વચ્છતા સચવાઇ શકી ન હોવાથી જન્તુઓનો પ્રવેશ થયો હતો. ઇંજેકશન અને મડમની પૂરી માવજત અને દેખરેખ નીચે આઠ દિવસે તાવ ઉતર્યો અને તબિયત ધીમેધીમે રસ્તે ચડવા લાગી. સમુના વરે તો સુયાણી પર જ બધો રોષ ઠાલવવો શરૂ કર્યો પણ મડમે કહ્યું: 'અભણ દાઈ ઉપર આટલો રોષ કાઢવાનો કંઇ અર્થ નથી. જ્યાં સમગ્ર હિન્દ અજ્ઞાન દશામાં સડી રહ્યું હોય, જ્યાં કોઈક જ્ઞાનનાં કિરણ પામે, તે પણ નરી ઉદાસીનતા અને દુર્લક્ષ્ય સેવી રહ્યા હોય, ત્યાં ગરીબ અભણ દાઈ પાસેથી તમે શી આશા રાખી શકો ? પશ્ચિમમાં સો વર્ષ પહેલાં આ જ દશા હતી. પણ ત્યાં પ્રસુતિજ્વરનો ભેદ સમજાયો અને એ લોકોની ટેવ પ્રમાણે એક વખત ભેદ સમજાયો—એટલે ચીવટ અને ખંતથી એ બાબતનો ઉપાય થયો. પશ્ચિમમાં આજે પ્રસુતિશુદ્ધિ બરાબર સચવાય છે. અને આવો પ્રસુતિજ્વર તો લગભગ નાબુદજ થયો છે.'

આપણે ત્યાં તો સુવાવડ સુવાવડ જ નથી રહી; પણ કસુવાવડ

બની ગઇ છે. તેમાંથી બચવા માટે આખી જનતાએ જ્ઞાન પામવું જોઇશે, અને કર્તવ્યપરાયણ થવું પડશે. પૂર્વજોના ગૌરવની વાતો કરીને પેટ ભરવાની હિન્દની પ્રથા હવે કામ નહિ આવે. તમારા પૂર્વજોના હાડ મજબુત હશે. અને તેમના શરીર ચૈતન્યથી ને સ્ફુર્તિથી ભર્યાપુર્યા હશે; એટલે તેઓ જન્તુઓના આક્રમણ સામે ટકી શકતા હશે પણ આજે તેવું નથી. હવે તો આપણે જન્તુઓને ઓળખવા પડશે. તેમના આક્રમણને અવરોધવું પડશે.

હિન્દમાં દરરોજ ૨૨૦૦૦ બાળક જન્મે છે. તેમાંથી ૪૫૦૦ તો મહિના પહેલાં જ મરણને શરણે થાય છે. અને ૬૫૦૦ વર્ષ પહેલાં મૃત્યુ પામે છે રોજ ૧૧૦ માતાઓનો પ્રસુતિમાં ભોગ લેવાય છે. હિન્દનું જીવનધન આમ વેડફાઇ રહ્યું છે, તેની ખબર પણ ભાગ્યે જ એકાદ ટકા જનતાને હશે. આ બધાં માટે આપણે જ્ઞાનનો પ્રચાર કરવો જોઇશે અને કર્તવ્યપાલન કરવું જોઇશે. જ્ઞાન અને કર્તવ્યપરાયણતાનો યુગ જ્યારે બેસશે ત્યારે જ હિન્દમાં પ્રસુતિપ્રસંગ મંગળમય નીવડશે.



# જમની ઉપરવટ



"પાંચ પંદર શેરડીના સાંઠા મારા ભાઇએ લીધા તેમાં આટલો ઉપાડો તમારો કામદાર શાનો લે? આ તો રાંકને સહુ દબાવે એવો જમાનો બેઠો છે" રીસે ભરાયેલી વસુમતીએ કહ્યું.

"વહુ, આટલાં આકરાં વેણ શાનાં કાઢો છો? કામદાર તો ચીઠ્ઠીનો ચાકર રહ્યો. તેના પર આટલાં ઉતરી પડવાનું શું? તમારાજ ભાઇના કામ સામું જુવોને! પાંચ પંદર સાંઠાની વાત હોય તો કામદાર ન બોલે. પણ આ તો બે ગાડાં સાંઠા! કહીને માગી લીધા હોત તો કોણ એને ના પાડવા બેઠું હતું? આ તો રાતે છાની રીતે, ચોરની માફક આવીને સાંઠા કઢાવી જાય ને ચોકી-વાળો પૂછવા જાયતો ગાળો ભાંડીને મારવા મંડી પડ. આને કામદાર અટકમાં ન રાખે તો શું કરે? ચોરી પર શીરજોરી એ તે ક્યાંનો ન્યાય?', વસુમતીની જેઠાણી સુશીલાએ જવાબ આપ્યો.

"હશે, બાપુ, હશે," રોતાં રોતાં વસુમતી બોલવા લાગી, "ભાઈને દુઃખે બેન કેવી દુઃખી થાય તેની નભાયાંને કેવી રીતે ખબર પડે ? રાંકનું સગું કોઇ નહિ. તમે રહ્યા ગામ ધણી ને એ બાપડો રહ્યો રાંક, એટલે એની એજ દશા થાય ને ? પણ, ભાભીજી ધ્યાનમાં રાખજો કે એમાં ભગવાન રાજી નથી રહેવાનો. કરશો તેવું પામશો."

વસુમતીના આ અણધાર્યા આક્રમણથી સુશીલા અકળાઇ. "નકામી ગાળો શેની ભાંડો છો. વહુ ? તમારો ભાઇ ચોરી કરે, ચોરી પકડાતાં હવાલદારને મારીને શિરજોરી કરે, ને તેને કંઇ કહેવાય પણ નહિ ? શી વાત લાવ્યા છો ? આ તો ઉલટું ચોર કોટવાળને દંડે એવું તમે કરવા માંડયું છે. આમને આમ કરશોને વહુ તો તમારા જેઠની છે તેટલીએ દયા ઉડી જશે; ને તમારા ભાઇની સાથે તમારે પણ શોષવું પડશે."

"જેઠની દયા શાની ? એની દયાનું કંઇ અમે ઓછું જ ખાઇએ છીએ ? બહુ દિ' તમારા ટપલા મૂંગે મ્હોંએ સાંભળી રહ્યા, પણ, આજે, ભાભીજી, તમે મ્હોંમાં આંગળી નાખીને બોલાવો છો ત્યારે હું યે કહી દઉં કે આજ નહીં તો કાલ, ને કાલ નહિ તો પરમ દિ' પણ આ બધો ગરાસ અમારો થવાનો છે.'

"શું કહ્યું વહુ !" સુશીલાની આંખો ફાટી ગઇ.

"સાચું કહું છું. ભાભીજી, તમારા માઠા દિ' કયારનાયે બેસી ગયા છે પણ તમને તેનું ભાન કયાં છે ? મોટાભાઇ અનાજ લઇ શકતા નથી ને દિ' આખો ખોં ખોં કર્યા કરે છે. અવાજ બેસી ગયો છે ને શરીર સુકાતું જાય છે. પણ તમને કયાં કંઇ

ખબર પડે છે ? તમને લાગે છે કે એ તો અમથો વહેમ છે પણ મને તો ખાત્રી છે કે એ બધા જમનું નોતરૂં આવી ગયાના ચિન્હો છે ને ભાભીજી, પછી તો વારો મારો આવશેને ? ત્યારે મારો ભાઈ બે નહિં પણ બાર ગાડાં સાઠાંના લઇ જશે ને તમારો કામદાર ને તમે આંખો ફાડીને જોઇ રહેશો.

સુશીલા આ સાંભળીને હેબતાઈ ગઇ, વસુમતીનાં વચનોમાં એને ડાકણના શાપ જેવું કે જોગમાયાની આગાહી જેવું લાગ્યું.

" બાપ્પ મારે તારી સાથે વાદ કરવો નથી " કહીને એ બીજા ઓરડામાં ચાલી ગઈ. પોતાના કામદારને તેણે આ બધી વાત કહી-કામદાર પણ વસુમતીની આ આગાહી સાંભળીને હેબતાઇ ગયો. મોટા શેઠનું શરીર મુલાયમ, એટલે જીંદગીમાં એક પણ દિવસ દવા વિના ગયો નથી-તે સાચું, પણ હમણાં કંઇ ખાસ માંદા તો જાણ્યા નથી. ઉધરસ થોડી છે ખરી, ને અવાજમાં પણ નહીં જેવો ફેર હશે-પણ એના પર એટલો ભાર કેવી રીતે મૂકી શકાય ? ને એમ તો નાના શેઠને પણ ઉધરસ ક્યાં નથી ? તો આવા નજીવાં ચિન્હો પરથી આવી બધી આગાહી ક્યા જોરથી કરતી હશે ?

કામદારને કશું સ્પષ્ઠ સમજાયું નહિ. નાના શેઠના નિમંત્રણથી કોઇ પરમહંસ સ્વામી હમણાં શેઠને ત્યાં જાથુ મહેમાન બનીને રહ્યા હતા-દોરા ધાગા અને દવા દારૂના થોડા પ્રયોગો જાણતા હોય અને શેઠની આ નજીવી દેખાતી અસ્વસ્થતા નીચે એ કોઇ દુઃસાધ્ય દર્દનાં મુળ જોઇ ગયા હોય તો ? ગમે તેમ પણ વસુ-મતીનાં ખાતરીભર્યાં વચનોએ કામદારનાં અને સુશીલાના હૃદયમાં ધ્રાસ્કો પાડયો હતો.

ત્યાં તો ભૈયો વસુમતીના ભાઇ સુંદરલાલને તેડીને કામદાર પાસે લાવ્યો. સુંદરલાલને જોતાં જ કામદારનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો "ચોર, નિમકહરામ, તને આવું કરતાં શરમ ન આવી ? શું મોઢું લઇને તું મારી પાસે આવ્યો છે ? નામબોળુ!"

કામદારનો ક્રોધ જોઇને સુંદરલાલ ગભરાઇ ગયો. તે ભાંગ્યે તૂટયે અવાજે બોલ્યો "ચોર ! કામદાર સાહેબ, હા હું ચોર ખરો કારણ કે ચોરી મેં કરી છે પણ નીમકહરામ શાનો ? ને નામબોળુ યે કયાંનો ? તમારા પરમહંસ સ્વામીએ શેઠના પર ને તમારા પર નજર રાખવા માટે મને પાંચસો રૂપિયા આપવા માંડયા તે મેં લીધા નહિ અને જુનું કરજ પતાવવા માટે તમારા બે ગાડાં શેરડી લીધી એટલે હું નિમકહરામ જ ઠર્યો ને ? શું કહેવું તમને તે ! કામદાર સાહેબ ! શેરડીનો તમારે ત્યાં તોટો ન હતો અને પચીસના પગારમાં મારૂં પુરૂં નહોતું થતું. કરકસર કરતાં ય દર મહીને થોડી થોડી ખાદ રહેતી જ જાય. એટલે કરજ પતાવવાને મેં તમારી શેરડી ચોરી. આને તમે નિમકહરામી કહો છો ? નિમકહરામ ! ના ના, પણ તમને આંખો જ કયાં છે કે તમે તપાસ કરવાની તસ્દી લો ? ઘરમાં શું ચાલે છે તેની તમને ખબર છે ? આ પેલો બાવો મહીનાઓ થયાં શેઠને ત્યાં ધામા નાખીને પડયો છે, રોજ માલમલીદા ઉડાવે છે, ને શેઠને પૈસે તાગડધીન્ના કરે છે. શેઠનું એ કેવું વાંચ્છે છે તે જાણવાની ફુરસદ તો તમને કયાંથી હોય ? હશે, બાપુ ! ચાલવા દો, ડોકર વાગશે ત્યારે સાચી ખબર પડશે."

કામદારનું કુતૂહલ સુન્દરલાલની આ વાત સાંભળીને જાગ્રત થયું. બાવો આવ્યો હતો તે તો તેને ય ગમ્યું ન હતું. પોતાનો અણગમો એણે મોટા શેઠ અને સુશીલા પાસે જાહેર પણ કર્યો

હતો. પણ નાના શેઠ અને વસુમતી સ્વામીને દેવ ગણીને પૂજે એટલે કામદાર બાપડો શું કરે ? નાના શેઠ વસુમતી પાસે કંઈ બોલી શકે તેમ હતા નહિ. અને વસુમતીને સ્વામીજીમાં જ સર્વસ્વ દેખાતું. એટલે ઝેરીલી વસુમતીને કોણ છંછેડી શકે ? પણ આજે તો એ જ વસુમતીના ભાઇને પણ એ બાવા વિરૂદ્ધ કંઇક કહેવાનું હોય તેમ કામદારને લાગ્યું. એણે સુન્દરલાલને શાન્તિથી ને ધૈર્યથી પોતાના વિશ્વાસમાં લીધો ને બાવાએ મોટા શેઠ પર અને કામદાર પર છૂપી નજર રાખવાને સુન્દરલાલને કેવી રીતે પાંચસો રૂપીઆ આપવા માંડયા હતા અને સુન્દરલાલે એ માગણીને કેવી રીતે નકારી હતી વગેરે હકીકત તેની પાસેથી જાણી લીધી. સુન્દરલાલનો ગુન્હો માફ કર્યો અને પગાર પચાસનો કરી આપ્યો કે જેથી ખર્ચમાં ખાદ ન રહે અને ચોરી કરવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય.

આજે તેને નવી દિશા સુઝવા લાગી. બાવા પર તેને મૂળથી જ વહેમ હતો, તે વહેમ આજે વધારે દૃઢ થયો. સાધુને છ છ મહીના થયાં સંસાર વચ્ચે વાસ શાના ? સાધુને વળી જાસુસી કરાવવાની શી જરૂર ? વસુમતી શા માટે તેના તેજમાં આટલી અંજાય ? વગેરે પ્રશ્નો કામદારના મનમાં સ્ફુરવા લાગ્યા.

ગુલશીલા સાંજે સ્વામીજી પાસે ગઈ. "સ્વામીજી, મને તો હવે મારવી કે જીવાડવી તમારા હાથમાં છે" કહીને એણે રડતાં રડતાં બધી વાત સ્વામીને કરી. સ્વામી પણ આવા જ પ્રસંગની રાહ જોઇને બેઠો હોય તેમ, તરત જ વસુમતીને ધીમેથી કહેવા લાગ્યો. "ગભરા મત, મંયને ઐસા મંત્ર સિદ્ધ કિયા હય કે દોહી મહીનેમેં તૂં ઘરકી માલિક બન જાયગી. પણ દેખ, હમેરાં વચન પાલના પડેગા હં." "હા, મહારાજ, તમારો ગુણ હું કેમ ભુલીશ !

પણ મારૂં કામ..." વસુ આગળ બોલવા જતી હતી ત્યાં જ "વસુ બેન"ના અવાજથી એ ચમકી ઊઠી. સુન્દરલાલ હાંફતો હાંફતો એને બોલાવવા આવતો હતો. "ચાલ, કિશોરદાસને આજે ઠીક નથી. ક્યારના તને શોધીએ છીએ; ચાલ ઝટ" કહીને સુંદરલાલ વસુમતીને તેડી ગયો.

કિશોરદાસને આજે ખૂબ ઉધરસ ઊપડી છે. સહેજ તાવ પણ ચડ્યો છે. આખું ઘર આજે કિશોરદાસની પાસે બેઠું છે. કિશોરદાસની માંદગીના ખબર સાંભળીને સ્વામીજી પણ તરત દવાનું પડીકું લઈને આવ્યા. મધમાં એમણે દવા ચટાડી ને થોડી વારે કિશોરદાસની તબીયત ઠીક થવા લાગી. "કંઈ ચિન્તા નહિ. બન્ને ભાઈઓને ખાંસી છે; પણ સાદી છે. ઋતુની છે. ચાર છ દિવસ આ રસાયણની પડીકી આપીશ એટલે બન્ને ભાઈઓ સાજા થઈ જશે" સ્વામીએ કહ્યું. બધાને સ્વામીની વાત ગળે ઉતરી પણ કામદારને અને સુન્દરલાલને આ વાતમાં વિશ્વાસ ન બેઠો: "સાદી જ ખાંસી હોય તો આટલા બધા મહીના ટકે શાની? અને તેમાં પાછી ખાંસી બન્ને ભાઈઓને રહી. બન્નેને આ બાવાને ભરોસે કેમ મૂકાય? ગમે તેમ હોય પણ કોઈ નિષ્ણાત ડોકટરની પાસે બન્ને ભાઈઓના ઉપચાર કરાવવા જોઈએ, ને આ બાવાના રસાયણ ને જંતરમંતર પર વિશ્વાસ રાખવો ન જોઈએ."

ત્યાં તો બીજે દિવસે મોટાભાઈ બિહારીદાસનો અવાજ વધુ બેસી ગયો. તેને શ્વાસની પણ મૂંઝવણ થવા લાગી. સ્વામીજીની ના છતાં કામદારે તાર કરીને મણિપુરથી સર્જનને બોલાવ્યો. સર્જનને કેન્સરની શંકા પડી તેથી તેણે ગળાની બરાબર તપાસ કરવાની જરૂર છે એમ કામદારને કહ્યું અને મણિપુર જઈને નિદાન ચોકકસ કરાવવાની ભલામણ કરી. કિશોરદાસની તબીયત

તપાસતાં સર્જનને ક્ષયનો વહેમ પડ્યો એટલે ખાતરી કરવાને કાચની સ્લાઈડ પર બલગમનું ટીપું લઈ મણિપુર લઈ ગયો. મણિપુરમાં સૂક્ષ્મદર્શક યંત્રથી તે ટીપુ તપાસતાં તેને તેમાં ક્ષયના જન્તુ માલમ પડ્યાં એટલે તેણે કામદારને પોતાનો તે મતલબનો રીપોર્ટ લખી મોકલ્યો.

કિશોરદાસને ક્ષય થયો હોવાના ખબર મળતાં, આખા કુટુમ્બમાં ચિન્તા પેઠી. પણ સ્વામી વસુમતીને કહેવા લાગ્યો– 'કિશોરદાસની બાબતમાં કામદારનો ભરોસો ન કરવો. એ તો બિહારીદાસનો માણસ હોવાથી, આપણને નકામા ગભરાવી મૂકે છે. કિશોરદાસને ક્ષય થયો હોય તો ય ભલે ને ન થયો હોય તો ય ભલે, કામદારથી દોરવાવાની કંઇ જરૂર નથી.''

એટલે જ તો કામદાર બિહારીદાસને મણિપુર લઇ ગયો ત્યારે વસુમતીએ કિશોરદાસને તેની સાથે જવા દીધો નહિ. કામદારે બિહારીદાસ માટે ત્રણચાર સર્જનો અને ગળાંના સ્પેશ્યાલીસ્ટનું જોઇન્ટ કન્સલ્ટેશન ગોઠવ્યું. ખૂબ ખૂબ તપાસ પછી સહુએ એકમતે ગળાંની અંદરના ભાગનું કેન્સર હોવાનું જાહેર કર્યું. તેમણે કહ્યું કે, ''ઓપરેશન થાય તેવી જગ્યા નથી. હજી રેડીયમ તે ભાગ પર લગાડવાનું કોઇ બરાબર જાણતું નથી. એકસ રેથી પણ કંઇ ખાસ ફાયદાની આશા રાખી ન શકાય. એટલે અત્યારે તો પ્રભુ ભરોસે રહેવાનું. જેમ જેમ ખાસ ચિન્હો ઉપસ્થિત થતાં જશે તેમ તેમ ઇલાજો કરવાનું સૂચવશું. હમણે તો સાદી ઉધરસને શક્તિની દવા લો. બે મહીના પૂરેપૂરૂં મૌન પાળશો એટલે પણ ફાયદો થશે.'' ફાંસીની સજા સાંભળીને ગુન્હેગારને જે ધ્રાસકો પડે તેથી પણ વધારે ધ્રાસકો આ સાંભળીને સહુને પડ્યો. ખુની તો

પોતાને સજા થશે એમ ધારીને જ બેઠો હોય પણ બાપડો નિર્દોષ દર્દી મોતનો ફેંસલો કઇ છાતીએ સાંભળી શકે?

આમ જ્યારે જ્ઞાન વિજ્ઞાનના અભ્યાસીઓએ અન્તકાળની આગાહી કરીને હાથ ધોઇ નાખ્યા ત્યારે કોઇ સ્નેહીએ મરણુકાળીયા વૈદની સલાહ લેવાનું સૂચવ્યું. એ વૈદ મરણુકાળના દર્દીઓની મોટે ભાગે સારવાર કરતો હશે તેથી મરણુકાળીઓ કહેવાતો હશે કે પ્રચંડ કાયા, મોટું મસ્તક, નાની પોતડી, ઉઘાડા શરીરના વિસ્તૃત ખભા ઉપર લટકતું ફાળીઉં, હાથમાં લાંબી ડાંગ, ભાવરહિત મુખ-મુદ્રા, જાડા હોઠમાંથી ગર્જતો અવાજ—આ બધાં સાથે મરણનો ભાસ કરાવતો હશે તેથી ‘મરણુકાળીયો’ એ વિશેષણ પામ્યો હશે એ કોયડો હજી અણઉકેલ્યો રહ્યો છે.

બિહારીદાસને તપાસીને વૈદરાજે સિંહગર્જના કરી, “ગભ-રાવાની જરૂર નથી. કેન્સર શું ને બેન્સર શું? એ બધાં તો આજ કાલના નવા ડોકટરોનાં ધતીંગ છે. આવા તો સેંકડો મડાં મેં ઊભાં કર્યાં છે. જો દર્દી સારા ન કરી શકાય તો વૈદકનો ધંધો શું જોઇને હાથમાં લેતા હશે? મારૂં અક્ષરે અક્ષર માનવું પડશે. હું દર્દીની સાથે જ રહીશ.” વિશ્વામિત્ર જેવા ઉગ્ર સ્વભાવના મર-ણુકાળીયા વૈદની બધી શરતો કબુલ કરીને તેની સાથે બધાં ઘેર આવ્યાં.

મરણુકાળીયા વૈદે ગોળી અને પડીકાં વગેરે શરૂ કરી દીધાં. ચોવીસે કલાક પોતે બિહારીદાસની સાથે જ રહેવા લાગ્યો. તેના આહાર વિહારને તેણે નિયમિત કરાવી નાંખ્યો અને આખો દિવસ વાતોમાં, ગપ્પામાં ને આનંદમાં કઢાવે અને દર્દની ચિન્તા વિસરાવી દે. આઠ દિવસમાં બિહારીદાસનું વજન પણ દોઢેક રતલ વધ્યું. એ

મહીના પસાર થયા. બિહારીદાસની તબીયતમાં દેખીતો ખૂબ સુધારો લાગવા લાગ્યો. તેનું વજન આઠેક રતલ વધ્યું છે. ઉધરસ પણ સહેજસાજ આવે છે. અવાજ પણ કંઇક ઠીક થયો છે. એકાદ માઇલ ફરવા પણ જઇ શકે છે. વૈદરાજ તો છાતી ઠોકીને કહેવા લાગ્યા "કેન્સર કહેનાર જ કોણ છે? મારી સામે આવે તો વૈદકનો કક્કો શીખવાડું." બે મહીને ઠરાવેલ બે હજાર રૂપીઆ લઇને વૈદરાજ સીધાવ્યા. કામદાર વગેરેને પણ સર્જનોના નિદાન વિષે અશ્રદ્ધા પેઠી. નિદાન કરવામાં એમની ભૂલ તો નહિ થઇ હોય ને? મણિપુર જઇને બીજા ડોકટરોની સલાહ લેવાનો તેમનો વિચાર થયો.

મણિપુર ગયા. એક બે નવા પાસ થઇ આવેલા ગળાના ડોકટરોને બિહારીદાસની તબિયત બતાવી. તેમણે કહ્યું "આને ગળામાં કંઇ જ દર્દ નથી. કેન્સર થયું હોય તો દવાથી તે મટે જ નહિ એટલે આને કદિ પણ કેન્સર થયું હોય એમ અમને લાગતું નથી."

કામદારને તો આ સાંભળીને આશ્ચર્ય થયું. તેથી તેમણે આગળ તપાસી ગયા હતા તે બધા ડોકટરોનું સાથે કન્સલટેશન ગોઠવ્યું. બધાંએ ભેગા મળીને તપાસ કરી. કેન્સરનું નામ નિશાન પણ દેખાયું નહિ. સહુને આશ્ચર્ય થયું. વજન આઠ રતલ વધેલ તેથી શું થયું તે કોઇ સમજી શકયું નહિ, સહુએ મળીને એમ નક્કી કર્યું કે આજે અત્યારે તો કેન્સર નથી દેખાતું. બિહારીદાસ અને કામદારના આનન્દનો શો પાર રહે! મરણુકાળીયા વૈદનાં ગુણગાન ગવાયાં. સહુ આનન્દમાં પાછાં ઘેર આવ્યાં.

બિહારીદાસનું કેન્સર ગયું એટલે સ્વામીની નિરાશાનો પાર

રહ્યો નહિ. બીજો કોઇ ફેરબ અજમાવીને ય તે પોતાની ધારણા સિદ્ધ કરવાની યુક્તિ ગોઠવવા લાગ્યો ત્યાં તો થોડા વખત પછી બિહારીદાસને કાનમાં સખત ચસકા ઉપડયા. કેમે ય મટે નહિ ને દિવસરાત કલ્પાંત થાય-મરણુકાળીયા વૈદને બોલાવ્યો પણ ચસકો નરમ ન પડયો. દિવસરાત માથાં પછાડે એટલો કલ્પાંત થવા માંડયો. એટલે ચાર દિવસ પછી સર્જનને બોલાવ્યો. મણિપુરથી સર્જન આવ્યો. તેણે બિહારીદાસનાં આંખ કાન તપાસી જોયાં પછી ગળું પણ તપાસ્યું અને કહ્યું કે કેન્સરના ગાંઠ ગળામાં સાવ તરી આવે છે. કાનનો દુખાવો પણ એને લીધે જ છે. કામદારે મુંઝાઇને પૂછ્યું: "આ શું ? એક વખત કહો છો કેન્સર છે. બીજી વખત કહો છો કે નથી. વળી ત્રીજી વખત પાછું કહો છો કે કેન્સર છે. આ તે કઇ રીત ?" સર્જન કહે "ભાઈ, એમ ઉતાવળા ન થાવો. ગળાની તપાસ મુશ્કેલી ભરેલી છે. બારીક જગ્યો અને ઝીણી જેવી ગાંઠ એટલા ઊંડાણમાં જોવા જઈએ તો કયારેક દેખાય પણ ખરી ને ક્યારેક ન પણ દેખાય. એટલે આવી ભૂલ તો સ્વભાવિક રીતે જ થઇ જાય. પહેલું નિદાન સાચું. બારીક ફોડકી માંડમાંડ અધ-બેસરી દેખાયેલ. ઉંમર પર નજર કરી બધાં ચિહ્નોનો સંબંધ બાંધી અમે કેન્સરનું નિદાન કર્યું. સોએ સો ટકાની વાત તો કેન્સરની શરૂઆતમાં અને ગળાનાં ઊંડાણવાળા ભાગમાં કોણ કરી શકે ? છતાં અમે કેન્સરનું નિદાન કર્યું, પણ તમે વૈદને ભરોસે પડયા. જવાબદારી સમજ્યા વિના જ તેણે પડીકાં ઠોકીને હિમ્મત આપી તેથી દર્દીને માનસિક રાહત મળી ને તેની ચિન્તા ઓછી થઇ. વૈદે સાથે રહી આહારવિહારમાં નિયમિતતા કરાવી. પાચનની દવા આપી હશે એટલે થોડું વજન પણ વધ્યું. પણ કેન્સર તો દવાથી ન જ મટે. બીજી વખતે શરીર સારૂં દેખાતાં અરધીપરધી દેખાતી ફોડકી પર બહુ વજન ન મૂકાયું અને કેન્સર કદાચ ન પણ હોય

એમ મનાયું. પણ હવે તો આંધળોય કેન્સર કહી શકે એવડી બોર જેવડી ગાંઠ થઈ છે. હવે તો નિદાનમાં શંકા નથી. જોઈએ તો મણિપુર જાઓ અને જોઈએ તો અહીં રહો."

કામદાર બિહારીદાસને મણીપુર લઇ ગયો. પરંતુ મણિપુરના તમામ ડોક્ટરોએ પણ આ જ વાત કહી એટલે બિહારીદાસનાં કુટુમ્બીઓના હાજાં ગગડી ગયા.

બિહારીદાસ વગેરે મણિપુર ગયા ત્યાર પછી કીશોરદાસને પણ લોહીની ઉલટી થયેલી. સુશીલાએ તેથી તેને કયાંક હવાફેર માટે લઈ જવાનું વસુમતીને કહ્યું. પણ વસુમતીએ ધસીને ના પાડી દીધી. કામદાર અને સુશીલા કિશોરદાસને બહાર કાઢીને ઘરનો કબજો લઇ લેવા માગે છે એમ સ્વામીએ વસુમતીને ઠસાવી દીધેલું. એટલે વસુમતી પોતાની જેઠાણીની સલાહ શી રીતે માને? બિહારીદાસની તબીયત ચિન્તાજનક તો હતી જ, તેમાં વળી કિશોરદાસની તબીયત લથડી. બિહારીદાસની આવી ગંભીર હાલતમાં તેને તો કંઇ પણ વાત કરી શકાય તેમ હતું નહિ. કિશોરદાસમાં પોતાપણું જ રહેલ નહિ. ઘરનાં બન્ને મોવડી આમ અટકી પડેલ. વસુમતી સ્વામીની જાળમાં આબાદ ફસી પડેલ. આ સ્થિતિમાં એકલી સુશીલા શું કરી શકે? સુશીલાએ પોતાની મુંઝવણ કામદારને કહી પણ કામદાર પણ આમાં શું કરી શકે? સુન્દરલાલની સલાહ તેણે આ વાતમાં લઇ જોઇ. સુન્દરલાલ તો સ્વામીનો તાગડો કયારનોય પામી ગયો હતો. બિહારીદાસ મરી જાય એટલે કિશોરદાસ મિલ્કતનો માલીક થાય અને કિશોરદાસ મરી જાય એટલે વસુમતી માલીક થાય. સુશીલાનો હક તો મૂળથી જ નીકળી ગયો હોય અને વસુમતી ભોળી રહી એટલે બધી મિલ્કતનો ધણી સ્વામી થઇ રહે. આ યોજના બન્નેને સ્પષ્ટ સમજાઇ એટલે સુન્દ-

રલાલે કહ્યું 'મેં તો નિશ્ચય કર્યો છે કે બે ભાઇમાંથી જે સાવ સાજો થઈ શકે તેને બને તેટલી મહેનત લઇને સાજો કરાવવો અને બન્ને ભાઇઓ બચવા મુશ્કેલ હોય તો કોઈ પણ રીતે બિહારીદાસને થોડા દિવસ વધુ જીવાડવા કે જેથી સ્વામીની આશા નષ્ટ થાય. મિલ્કતના ભાગ પાડવા ને વ્યવસ્થા કરવાને સમજાવવા જેવી એમાંથી કોઇ પણ ભાઇની તબીયત નથી. આ વાત સાંભળતાં જ એમાંથી કોઇનું જીવન અકાળે આથમી જાય. આમ તો વસુમતી મારી બેન થાય એટલે તેને વારસો મળે તે મને શા માટે ન ગમે? પણ બેનમાં સ્વામીએ બેનપણું જ રહેવા દીધું નથી. એટલે એના હાથમાં મિલ્કત આવતાં જ મિલ્કતનો સાચો માલીક પેલો સ્વામી થઈ બેસશે ને લાખોની મિલ્કત ધૂળધાણી થઇ જશે. આ સંજોગોમાં જો સુશીલાબાઈ પાસે મિલ્કત રહે તો તેમને સમજાવીને મિલ્કતનો સદુપયોગ કરાવી શકાય. અત્યારે તો બન્ને ભાઇઓ મોતની શરતમાં પડયા છે. કોણ વધુ જીવશે એ તો કેમ કહી શકાય? કામદારને પણ સુન્દરલાલની વાતમાં ડહાપણ-દક્ષતા અને ખાનદાની દેખાયાં.

આ મૂઝવણનો ઊકેલ લાવવા માટે સુન્દરલાલે પોતાના એક વકીલ મિત્ર અને એક ડોકટર મિત્રને બોલાવ્યા. ડોકટરે તો બન્ને ભાઇઓને જોતાં જ કહ્યું કે "બન્ને કેસો બહુ ગંભીર છે. એકાદ અઠવાડીયાથી વધારે એમાંનું કોઇ પણ જીવી નહી શકે. બિહારીદાસને કેન્સરથી હવાની નળી અને અન્ન નળી પર અટકાવ થવા માંડયો છે તેથી ટૂંક સમયમાં એમાંથી એક માર્ગ તદ્દન રૂંધાઇ જતાં હવા અથવા અન્નના અભાવે તે મરણ પામશે. એ ઉપરાંત બીજો કોઇ અકસ્માત લોહી નીકળવા વિગેરેનો પણ થાય. કિશોરદાસ તો ક્ષયના એકદમ જોરના ધસારાથી ઘસાઇ ગયા છે. પગે

સોજા ચડી ગયા છે. હૃદય નબળું થઇ ગયું છે અને બન્ને ફેફસાંમાં સડો થઇ ગયો છે, એટલે એ પણ હવે તો થોડા દિવસના મહેમાન છે." વકીલે પણ કહ્યું કે "બન્નેની તબીયત આટલી નરમ છે ત્યાં ભાગલા પાડવાનું બની શકવું મુશ્કેલ છે. મોટાભાઇનો પ્રેમ કિશોરદાસ પ્રત્યે એટલો છે અને વળી તે કુટુમ્બગૌરવમાં એટલું માનનાર છે કે આજે આવી માંદગીમાં મિલ્કતના ભાગ વ્હેંચવા તે કદિ કબુલ નહિ થાય, અને કિશોરદાસની હા તો વસુમતી પાડવા નહિ જ દે. એટલે હવે તો પ્રભુની ઇચ્છા હોય તેમ થાય. કાયદો આવા સંજોગોમાં મદદ શી કરી શકે ?"

સુશીલા આ વાતચીત વખતે હાજર હતી. તેણે કહ્યું કે "ભાઇ મારે આ મિલ્કત અને જાગીર નથી જોઇતાં. જેને જોઇતાં હોય તેને તે ભલે મળે. દેરાણીએ આજે દોઢ વર્ષ પહેલાં મ્હેણું માર્યું હતું તે સાચું ઠરેલ છે. એને ભલે બધું મળે અને એ સુખ ભોગવે. મને તો મારા પતિ ન હોય તો જીવનમાં પણ રસ શેનો રહે ? મહીનાના પચીસ પચાસ રૂપિયા ગુજરાનની જરૂરીયાત પૂરતા સિવાય મારે આ મિલ્કત શિવનિર્માલ્ય છે. જે મિલ્કતની લાલચે દેરાણીએ શાપ આપ્યા અને જે શાપ આજે સાચા ઠરતાં હું મારો નાથ ગુમાવવા બેઠી તે મિલ્કત મને ઝેર જેવી લાગે છે. હું તો કોઇ સંજોગોમાં આ મિલ્કત રાખવાની નથી. વસુમતીને યે સલાહ આપીશ કે એ મિલ્કત જ એવી છે. એનાથી એ પણ સુખી નહિ થાય. હજી યે જો સાચો રાહ સુઝે તો બધી મિલ્કત ધર્માદામાં નાખી દેવી. ઘરના ધણીઓ જ્યાં મરવા પડયા હોય ત્યાં મિલ્કતને શું ઝોંસવી છે ? કિશોરદાસ પણ બીચારો ક્યાં ભોગવી શકે તેવું રહ્યું છે ?"

સુન્દરલાલ પણ ગળગળો થઇ ગયો. એને થયું કે જ્યાં

આખું કુટુમ્બ આ માણસથી પાયમાલ થવા બેઠું છે ત્યાં મિલ્કતની માથાફોડ શા માટે કરવી? આવા સંજોગોમાં સ્વામીને સમજાવીને થોડા વખત માટે રવાના કરવો એ જ વધારે સારી વાત છે. સ્વામી જશે એટલે આ બધી ચિન્તા આપોઆપ દૂર થઇ જશે. તુરત જ સુન્દરલાલ સ્વામી પાસે ગયા અને કહ્યું કે "સ્વામીજી, કુટુમ્બ હાલ કફોડી સ્થિતિમાં આવી પડયું છે તો આપ જો થોડા દિવસ બીજે જાઓ તો બધાના જીવને શાન્તિ થાય."

સ્વામીએ કહ્યું કે "એક નોકરને મારી સાથે આવી વાત કરવાનો અધિકાર શો? મારા વિના કિશોરલાલની તબીયત કોણ સંભાળશે! તું વસુમતીનો ભાઇ થઇ મને આમ કહે છે? વસુમતીના હિત માટે તો હું સર્વ ત્યાગી અહીં રહ્યો છું. મારો આત્મા દૂભાશે તો તારૂં અને આખા કુટુમ્બનું નિકંદન નીકળી જશે સહમજ્યો કે?" સુન્દરલાલ આવી ફીલસુફી માટે તૈયાર ન હતો, એનું વજીન તો તડ અને ફડમાં વીતેલું. આવો દંભ જોઇ તે ઉશ્કેરાઇ ગયો અને બોલી ઊઠયો "જોગટા! ઘર છોડીને જાય છે કે ટાંટીઓ ઝાલીને ફેંકી દઉં?" સ્વામી તો પેટનું પાણી પણ હલાવ્યા વિના જવાબ આપવા લાગ્યો: "ભાઈ, સુન્દર, ઘર ભૂલ્યો. આ રસ્તામાં ભીખ માગતા બાવા સાથેનું કામ નથી. આ તો મોટા મોટા ઘરમાં પગલાં પૂજાવનાર અને પગરજથી પાવન કરનાર અને તન, મન અને ધનના વગર મહેનતે, સફાઇથી માલીક બનનાર, જગતના અનુભવી ધંધાદારી સાધુ સાથેનું પાનું છે. સાદો બાવો પૈસા દેનારનાં હલકાં વેણ સાંભળી તિરસ્કાર સહન કરે છે. પણ અમે તો સામો તિરસ્કાર કરતાં કરતાં સહુને ગળી જઇએ. માટે હવે સુન્દર, ફોગટ ફાંફાં ન માર, તારે કંઇ ભાગ જોઇતો હશે તો આપીશ. તું ગરીબ છો; ધન હશે તો કામ આવશે; નહિ તો કયાંય રખડી મરીશ.

ભૂલી જઇશ માં. તું ગમે તેટલો સામો થઇશ, તો ય ફાવીશ નહિ. વસુ મારા કબ્જામાં છે. કોઇ ભગવાન આવે તો યે તેને છોડાવી શકે તેમ નથી. તું ડોકટર અને વકીલને મદદે લઇ આવ્યો છે તે પણ હું જાણું છું. તને વસુનો ભાઇ જાણી હું છેડતો નથી. નહિ તો જાનનો જઈશ."

સુન્દરલાલનાં તો ગાત્ર જ ગળી ગયાં. ક્યાં આ બાવાની હિમ્મત અને લાલસાની પરાકાષ્ટા ? આ બાવો તો એક પણ પાપ કરતાં પાછું વાળી જુવે તેમ નથી. વસુમતી પર તેનું ચલણ હોવાથી તેને ઘર બહાર કાઢવાનું પણ તેને અશકય લાગ્યું. તેણે કામદારની પાસે જઇને બધી વાત કરી. વકીલ અને ડોકટરને પણ તેણે આ વાત કરી. "ભાઈ વકીલ અને ડોકટર, જગતમાં કોઇ જ્ઞાન હોય, વિજ્ઞાન હોય, નિયમ હોય, શક્તિ હોય તો લાવો, લાવો બિહારીદાસને પણ એક બે મહીના જીવાડો, હવે આ સ્વામીના ફાંસામાંથી બચવાનો એ એક જ ઉપાય રહ્યો છે. કોઇ પણ ભોગે જો બિહારીદાસને થોડું આયુષ્ય મળે તો જ આ બાવાની આશાઓ કચડાય. ત્રિવિક્રમ રાજાના દષ્ટાન્તે બિહારીદાસનું આયુષ્ય થોડું વધતું હોય તો હું મારૂં આયુષ્ય આપવા પ્રભુ સાખે તૈયાર છું. હુમાયુનો મંદવાડ બાબરે ખાટલા ફરતાં આંટા મારી વ્હોરી લીધો તેમ હું પણ મંદવાડ વ્હોરવા તૈયાર છું. કૃપા કરીને કોઇ માર્ગ બતાવો." આટલો કરૂણ ઉન્માદ નિરખી ડોકટરે કહ્યું "ભાઇ મુંબઈમાં હાલ એક મોટા સર્જન આવેલ છે. અને તે નવાં નવાં મોટાં સાહસિક ઓપરેશન કરે છે. બિહારીદાસને હવાની નળી અને ખોરાકની નળી પર જે રૂંધન આવે તે પર જો નવીન માર્ગ સર્જવાનું તે ઓપરેશન કરે તો તાત્કાલિક જોખમ તો જાય. આ ઓપરેશન વિષે મેં વાંચ્યું છે પણ એવાં ઓપરેશનો મેં નજરે

જોયાં નથી." સુન્દરલાલે કામદાર સામું જોયું. કામદારે કહ્યું "જે ફી હોય તે, પણ તેને અરજન્ટ તાર કરી હમણાં જ બોલાવો.

બીજે દિવસે સર્જન આવ્યો અને વળતે દિવસે તેણે Tracheotomy & Gastrostomy એમ બે ઓપરેશન કર્યા–બિહારીદાસની તબીયત ઓપરેશન પછી એક દિવસ નબળી રહી પણ બીજા દિવસથી વિચિત્ર રીતે શ્વાસ અને અન્ન લેવા છતાં થોડી નીરાંત દેખાઇ. શ્વાસનું રૂંધન અટક્યું. ચાર દિવસ પછી ડોકટરને સુચના આપી સર્જન ગયો. ત્રણ અઠવાડીયાં ગયાં. બિહારીદાસની તબીયત એમ ને એમ ટકી રહી–ન સુધરી કે ન બગડી. બાવીસમે દિવસે કિશોરદાસની તબીયત એકદમ બગડી. શ્વાસ ઉપડ્યો. સ્વામી ગભરાયો. બિહારીદાસ પહેલાં જો કિશોરદાસ મરી જાય તો પોતાની બાજી ઉંધી વળી જાય એટલે એણે પણ એ મોટા સર્જનને બોલાવવા વસુમતીને પ્રેરી. વસુમતીએ સુશીલાને કહ્યું, અને કામદારે તાર કરીને મોટા સર્જનને બોલાવ્યો. સર્જને કિશોરદાસને તપાસી કહ્યું કે હાર્ટફેલ થાય છે. બન્ને ફેફસાં ખલાસ થઇ ગયાં છે. એક બે દિવસ કરતાં વધુ જીવી નહિ શકે—વસુમતી અને સ્વામી કહે "ડોકટર સાહેબ, કહો તેટલી ફી આપીશું. પણ કોઇ પણ રીતે કિશોરદાસને તાત્કાલિક બચાવો." સર્જન કહે કે "છેવટમાં છેવટનાં ઇન્જેકશનો આપું છું પણ એક બે દિવસથી વધુ આ માણસનું જીવન ટકાવવાનાં કોઇ સાધન નથી." સ્વામી મૂંઝાયા. વસુમતીને સમજાવી કે કામદારનો આ ડોકટર તારે માટે કંઇ નહિ કરે. બીજા મોટા ડોક્ટરોને બોલાવવાનું ઝટ કર, નહિ તો દુ:ખી થઇ જશે. વસુમતીએ સુશીલાને કહી બીજા ડોકટર માટે મુંબઇ તાર કરાવ્યો. પણ તે ડોકટર આવ્યા પહેલાં કિશોરદાસનો આત્મા ઉડી ગયો. આખા ઘરમાં ગમગીની પ્રસરી

રહી. વસુમતીને પણ અત્યંત આઘાત થયો. પણ ભોળી વસુમતી સ્વામીની જાળમાં એટલી ફસાઇ ગઇ હતી કે સ્વામીની રઢ તે હજી છોડી ન શકી. બે દિવસ પછી સ્વામી વસુમતીની ઓરડીમાં આવ્યા અને વસુમતીના દાગીના મંદિરમાં દેવ પર ચડાવવા માગ્યા. વસુમતીએ બધા દાગીના કાઢી આપ્યા, અને સ્વામીને બેસવાનું કહ્યું. સ્વામી કહે "અલંકાર ચડાવવાનો સમય થઇ ગયો છે તે મોડું ન કરાય." સ્વામીજીને આજે બધાં કપડાં પહેરેલાં જોઇ વસુમતીને જરા નવાઇ લાગી. બાવાજી બહાર જતા હતા તે વસુમતી બારીએથી જોઇ રહી—પણ બાવાજી તો મંદિરમાં જવાને બદલે પોતાના ઓરડામાં સામાન પેક કરતા દેખાયા. વસુમતીનું આશ્ચર્ય વધ્યું. થોડી વારમાં હાથમાં બેગ લઇ સ્વામીજી બહાર નીકળ્યા. વસુમતી શું થાય છે તે સમજી ન શકી; એટલે બાવાજી પાસે જવા બહાર આવી. વસુમતીને આવતી જોઇ બાવાજી જલદી જલદી ચાલવા લાગ્યા. બંગલાના દરવાજા પાસે વસુમતી બાવાજી પાસે પહોંચી અને પૂછ્યું કે "ક્યાં જાઓ છો ?" બાવાજી બોલ્યા "બસ, અબ હમ ઇધરસે જાયેંગે." વસુમતી કહે "મને મૂકીને ક્યાં જાઓ છો ?" "અબ તુમકું મેં કયા કરૂં ? મેં તો ધનવાન વસુમતીકે લીયે આયા થા. ઐસી ભીખારી વસુમતી મેરેકું બહોત મીલતી હૈ. મૈંને વિષયકા તો બહુત વર્ષસે ત્યાગ કરા હૈ. મેરેકું તો એક લક્ષ્મીકી ઝંખના રહી હૈ. મગર લક્ષ્મી સંપાદન કરને કે લીયે સ્ત્રી જાતિકું વશ કરના પડતા હૈ. તુમ જૈસી સ્ત્રી હમેકો પીછાન નહિ શકતી. મગર તુમ ઇતના વાત તો કબુલ કરેંગે કે મૈંને તુમારા શીયળ તોડા નહિ હૈ. અભી તો તેરા દાગીના કા ધનસે સંતોષ કરકે ચલ જાતા હું. અબ જાઓ, તુમ તુમારે માર્ગે, ઔર મૈં મેરે માર્ગે." વસુમતી ગભરાઇને બૂમ પાડવા તૈયારી કરવા લાગી. બાવાજી બોલ્યા "દેખો બાઇ, અબ

કુછ ગડબડ કિયા તો તુમારી સબ બાત મેં સબકું બોલ દઉંગા ઔર મેં ક્રોધ કરૂંગા તો તુમકો ભસ્મ કર દઉંગા.” વસુમતી ગભરાઇને બેહોશ થઇ પડી. બાવાજી રવાના થઈ ગયા. થોડી વારે વસુમતી જાગ્રત થઇ એટલે રડતી રડતી પોતાના ઓરડામાં ગઇ, અને પોતાના ભાઇ સુન્દરલાલને બોલાવી સ્વામીજીની સહુ હકીકત કહી. સુન્દરલાલે કહ્યું: “બેન, હું તો એને પહેલેથી જ જાણતો હતો અને તેથી જ તારાથી વિરૂદ્ધ વર્તતો હતો. હશે, બેન જે બન્યું તે બન્યું. અત્યારે ચારે બાજુથી દુ:ખ વરસી રહ્યું છે તો આપણો ઉપાય નથી. પણ આટલી આફત ઓછી થઈ અને આપણે સહુ એ ઝેરી નાગચુડમાંથી છૂટયા. હવે આ માલ મિલ્કત જે તે સ્વામીએ ફના કરવા ધારી હતી તે સારે કામે વપરાશે. જમની ઉપરવટ થઇને તે મોટા સર્જને બિહારીદાસના પર ઓપરેશન કરીને મૃત્યુક્રમ બદલાવ્યો ન હોત તો સ્વામી ફાવી જાત અને તું અને આ બધી મિલ્કત ફના થઈ જાત. બિહારીદાસ જો કે એક બે મહિનાથી વધુ નહિ બચે. પણ હવે તું અને સુશીલા સંપીને રહેશો, ધર્મ ધ્યાન કરશો અને ધનનો સમાજનાં દુ:ખ ટાળવામાં સદુપયોગ કરશો. એટલુંયે રહ્યું તે પણ પ્રભુનો ઉપકાર.”



# અન્યાયનો ગ્રહયોગ



'મને બચાવવાના પ્રયત્નો હવે ગાંડી વાળો તો સારું ! રેવરન્ડ સાહેબ, આપના હું અથાગ ઉપકાર નીચે છું. આપે મને પુત્ર તરીકે અપનાવ્યો છે એ સાચું. પણ મારા ગ્રહયોગ જ એવા છે કે સુખની ઝાંખી દેખાય ત્યાં તો મારા નસીબમાં અન્યાય ઉભો જ હોય. આજ સુધી સંસારે અને સમાજે મને અન્યાય આપ્યો. એ તો મેં ધૈર્ય રાખીને ચલાવ્યું. પણ હવે જ્યાં ઈશ્વર મને અન્યાય કરવાને ઉભો થયો છે અને શુદ્ધ ભાવે પરમાર્થ કરવા ગયો ત્યાં મારો જીવ લેવા ધારે છે ત્યારે તો મને લાગે છે કે આ સહુ કોઈ અન્યાય કરવા પ્રેરાય તેનું કારણ હોવું જોઈએ. માનુષી અને ઈશ્વરી ન્યાય મારી વિરૂદ્ધ પડે છે તેનું કારણ હું અન્યાય અનુભવવા જ અહીં જન્મેલ અને આ દેહના ગ્રહયોગ એવા પડેલા કે તેમાં ન્યાય પણ અન્યાય જ બની જાય. તો પછી આ દેહથી વહેલો મુક્ત થાઉં એ જ મારી ઇચ્છા છે. સાહેબ,

હવે ફરીથી આ જગતના અન્યાયનો ભોગ બનવાને મને જીવતો ન રાખશો. મારે ઈન્જેક્શનની સોયનાં ભોંક હવે નથી ખમવા. મને શાંતિથી પ્રભુમાં જીવ ચોંટાડવા દો. અને સુખેથી આ શરીરથી વિખુટો પડવા દો.'

રેવરન્ડ માર્ટિન બોલ્યા, 'ભાઈ, આમ અકળાઇ ન જા, પ્રભુ દયાળુ છે. તે કોઇને કદિયે ત્યાગતો નથી. તું જરૂર સાજો થઇ જઇશ. આવી એકાદી કસોટી થાય ત્યાં મૂઝાઇ જાય તે તો માનસિક નિર્બળતા ગણાય. આપણે મીશનરીઓમાં આવી નિર્બળતા કેમ ચાલે ? જગત માત્રના દુઃખી માણુસોને સુખને રાહે લાવવાને મથના આપણે દુઃખથી કેમ હારી બેસીએ ?'

'આપનું કહેવું યથાર્થ છે. સાહેબ.' મનહરલાલે કહ્યું. 'આ જો મારા જીવનની પહેલી જ કસોટી હોત અને હું હિમ્મત હારી બેઠો હોત તો આપની વાત હું જરૂર સાચી માનત; પણ હું તો જન્મથી શરૂ કરીને છેક આજની ઘડી સુધી આવો ને આવો એકધારો અન્યાય પામી રહ્યો છું તેથી જ આપના શાન્તિદાયક વચનોથી પણ મને મોહ નથી થતો. મારા જીવનના થોડા જ કલાક રહ્યા છે તે હું જાણું છું. મારી જીવનકથા હું આપને કહું છું, એ આખી સાંભળીને મને જીવાડવાની આપની ઇચ્છા હશે તે પણ આળસી જશે. મારો આખો યે વૃત્તાન્ત જાણુનાર આજે જગતમાં કોઇ નથી. મારા જવાથી એક આપના અને જમનાદાસના સિવાય આંસુ પાડનાર પણ કોઇ નથી. મારી માતા મારા જન્મ પછી એક કલાકે હૃદય બંધ થવાથી પરલોક સીધાવ્યાં. અને મારા માટે માતાનાં લાડ તો શું પણ માતાના દુધનું ટીપું પણ મને ન મળ્યું. મારા પિતા પચાસ વર્ષની ઉંમરે એકના એક પુત્રના જન્મથી બહુ જ રાજી થયાં પણ મારી માતાના અકાળ મૃત્યુથી ઘરની હોંશ

ભાંગી ગઇ. મારા પિતાની સ્થિતિ બહુ સારી. આબરૂ બહુ સારી. તેથી સહુ સગાંસ્નેહીઓના આગ્રહને વશ થઇને તેમણે મનેકમને મારા ઉછેર માટે નવું લગ્ન કર્યું. બીજે વર્ષે મારા પિતાશ્રી આ અસાર સંસાર છોડી ગયા. અમારા ઘરના માલિક નવા મામા થયા. તેમણે બે ત્રણ લાખ રૂપીયા જે મારા પિતાશ્રીએ મૂકેલ તે વધુ વ્યાજ ઉપજાવી આપવાની લાલચ આપી મારી નવી મા પાસેથી સાચવવા લીધા. અને તેમણે આ પૈસે સટો ખેલવા માંડયો. સાત આઠ વર્ષમાં તો તે દીવાળું કાઢી મુંબઈ મૂકી ભાગી ગયા અને અમારા પર એક લાખ રૂપીયાનું દેવું ઓઢાડતા ગયા. ઘરબાર બધું જપ્ત થયું, અને મારી નવી મા રોઇ કકળીને એ આઘાતમાં આપઘાત કરી મરણ પામી અને જગતમાં આઠ વર્ષની ઉમરે હું એકલો પડયો. ન ઘરબાર, ન પૈસા, ન કોઇ સગાં. કુટુંબના એક-બે સગાંએ કૃપા કરીને મને એક ફ્રી બોર્ડીંગમાં દાખલ કર્યો. મેડીકલ કોલેજના ત્રીજા વર્ષમાં પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યો ત્યાં સુધી બધું એમ ને એમ ચાલ્યું. આ પરીક્ષા પછી એક દિવસ સર નારાયણદાસ અમારી બોર્ડીંગના વાર્ષિક મેળાવડામાં પ્રમુખ તરીકે આવ્યા. મને બે ઇનામ મળ્યાં. પ્રમુખની મારા તરફ નજર ખેંચાણી. જમનાદાસભાઇને તેમણે મારી હકીકત પૂછી. બોર્ડીંગના બધા છોકરા કરતાં હું વધુ ચબરાક ને હોંશીયાર છું, ડોકટરી પરીક્ષામાં જરૂર હું ફર્સ્ટ કલાસમાં આવીશ અને મદદ મળે તો વિલાયતમાં પણ કાંઇ જરૂર ફત્તેહ મેળવી શકું, એમ જમનાદાસભાઇ પાસેથી જાણીને સર નારાયણદાસે પોતાની એકની એક દીકરીનું સગપણ મારી સાથે કરવાનો વિચાર કર્યો; અમારી નાત નાની એટલે મૂરતીયાની બહુ મુશ્કેલી; પોતાની બરોબરીયું એકકે કુટુંબ નહિ, ઘણાખરા છોકરા નાનપણમાં પરણી ગયા હોય; થોડા બાકી હોય તેમાંથી સાવ સાધારણ અભ્યાસવાળા સર નારાયણદાસને

અનુકૂળ ન આવે. આવા સંજોગોમાં સર નારાયણદાસે થોડા દિવસ મારી તપાસ કરવા, અવારનવાર જમનાદાસભાઇ સાથે મને પોતાને બંગલે બોલાવ્યો, અને પછી એક દિવસ જમનાદાસભાઇએ મને આ સગપણ માટે વાત કરી આગ્રહ કર્યો. મારે કોઇ સગું નહોતું કે પૂછું. વળી જમનાદાસભાઇ બહુ લાયક અને બોર્ડીંગના છોકરાના ખરેખરા પિતાતુલ્ય મુરબ્બી જ હતા. જીવનનો બીજો બધો વ્યવસાય છોડી, આખો સમય પોતાની કોમના વિદ્યાર્થીઓની સેવામાં જ તે ગાળતા. મેં સલાહ પૂછી. તેમણે હા કહી. મેં સંમતિ આપી. પછી એક દિવસ જમનાદાસભાઇ મને સરને બંગલે તેડી ગયા. સર નારાયણદાસે મને કહ્યું, 'જુવો, ભાઇ મનહર, તમારી સંમતિથી હું બહુ રાજી થયો છું. આજથી આપણે સંબંધથી બંધાઇએ છીએ પણ આ વાત હાલ તમે પાસ થાઓ ત્યાં સુધી ગુપ્ત રાખવાની છે.' તે દિવસ મારો ખૂબ આનંદમાં ગયો. બીજું દોઢેક વર્ષ ગયું અને અસહકાર યુગનો પવન વાયો. કોલેજના કેટલાય છોકરા એ પવનમાં જોસભેર તણાયા. તો કેટલાકને બીલકુલ અસર ન થઇ. અમે દસેક છોકરાઓએ એક પણ અતિશયતામાં ગયા વગર, માત્ર સ્વદેશી વસ્ત્રો પહેરવાથી અને સ્વદેશી વસ્તુઓ ખરીદવાથી જ સંતોષ માન્યો. પરીક્ષા આવી. ખાદીની ટોપી અને ખાદીનો સૂટ પહેરીને હું પરીક્ષા આપવાને ગયો. પરીક્ષકોમાંના કોઇ કોઇને ખાદીની સુગ હતી. એમણે મને આડાઅવળા અસંખ્ય સવાલો પૂછીને મૂંઝવ્યો અને પરિણામે મારી અત્યાર સુધીની કારકીર્દીમાં કદિ પણ બીજે નંબરે માર્ક ન લેનાર હું એ પરીક્ષામાં માડમાંડ પાસ થયો. બધાને નવાઇ લાગી. પણ મારી વાત કોણ માને ? મારો ખુલાસો ગમે તેવો સાચો હોય તો પણ કોને ગળે ઊતરે ? સર નારાયણદાસને પણ મારા વિષે મોહ હતો તે ઓસરવા લાગ્યો. મારો ખુલાસો સાંભળીને તે તો ઉલટું મને કહેવા

લાગ્યા, 'પરીક્ષા પાસે આવે ત્યારે બરાબર વાંચવું તો જોઇએ ને? અત્યાર સુધીના પરિણામો પરથી તમે તમારી શક્તિઓ પર વધારે પડતો વિશ્વાસ રાખી બેઠાં હશો. પણ એ કંઇ ચાલે? બાકી પોતાની ભૂલ જોવાને બદલે પરીક્ષકોનો વાંક કાઢવાનો તો વિદ્યાર્થી માત્રનો સ્વભાવ છે.' મને બહુ જ આઘાત થયો. અસહકારની છાયામાં હું ક્યાંથી આવ્યો? અને એક વખત પરીક્ષાનું પરિણામ જાહેર થઇ ગયું હોય ત્યાર પછી થઇ પણ શું શકે? હવે તો મારે મારૂં પાણી બતાવવાનો એક જ ઉપાય હતો; અને તે વિલાયત જઈને કોઇક નવી પરીક્ષામાં ઝળકી નીકળવાનો. પણ આ વાત તો સર નારાયણદાસ મદદ કરે તો જ બની શકે તેમ હતું. જમનાદાસભાઇને મેં મારો વિચાર કહ્યો. એમણે સર નારયણદાસને એ વાત કરી. અને 'જોઇશું'નો જવાબ સાંભળીને એ પાછા ઘેર આવ્યા. ત્રણેક મહીના સુધી મેં સર નારાયણદાસના જવાબની રાહ જોઇ પણ એમનો કંઇ પણ જવાબ ન મળતાં હું નિરાશ થઇને નોકરી શોધવા લાગ્યો. એ અરસામાં મ્યુનીસીપાલીટીમાં આસીસ્ટન્ટ હેલ્થ ઓફીસરની જગ્યા ખાલી પડી. એની જાહેરખબર મેં મારા સહાધ્યાયી મિત્ર ચમનલાલને બતાવી અને તેની સલાહ પૂછી. ચમનલાલ અમારી જ્ઞાતિના મુંબઇના રહીશ હતા. તેમની સ્થિતિ સાધારણ હતી. ભણવામાં જરા પ્રમાદી એટલે બીજા અને ત્રીજા વર્ષમાં નાપાસ થયેલા, પણ છેલ્લી પરીક્ષામાં પ્રેકટીકલમાં મેં તેમને ઠીક ઠીક મદદ કરી હોવાથી પહેલે જ વખતે પાસ થઈ ગયા. મારા આખા કોલેજ જીવનમાં મેં કોઇની સાથે મૈત્રી બાંધી હોય તો માત્ર એની જ સાથે. સર નારાયણદાસ સાથેના મારા સંબંધની પણ એમને ખબર હતી. મેં એમને જાહેરખબર વંચાવી. પણ એમનો એ વિશે સારો અભિપ્રાય ન પડ્યો. 'જગ્યા કંઇ આકર્ષક નથી. તારે શા માટે એ જગ્યાનો મોહ રાખવો

જોઈએ ? એના કરતા તો સર નારાયણદાસ પાસેથી પૈસા લઇને વિલાયત જાને ? આમાં તારૂં શું વળશે ?' એણે મને કહ્યું. પણ સર નારાયણદાસ પાસે એકની એક વાત ફરી ફરીને ઊપાડવાનું મને ગમતું ન હતું. મારે હવે તો કયાંક સ્થિર થઇ જવું હતું. એટલે મેં એને અરજીનો મુસદ્દો કરી આપવાનું કહ્યું. અરજી વગેરે તૈયાર થઇ ગયા પછી એમને મેં એ ટપાલમાં નાખવા આપી. અને જવાબની રાહ જોતો હું અધીરો થવા લાગ્યો. વીસેક દિવસે મને ખબર પડી કે એ જગ્યા તો ચીમનલાલને મળી છે. મને તો એ જગ્યા મને ન મળી તેનો શોક થયો તેના કરતાં ચમનલાલને તે મળી તેનો આનંદ વધારે થયો. એથી હરખભેર તેમને અભિનંદન આપવાને હું તેમની ઓફીસે ગયો. તે તો હતા નહિ. પણ હેલ્થ ઓફીસર, અમારી કૉલેજમાં પ્રોફેસર હતા તે ત્યાં હતા. એ મને સારી રીતે ઓળખતા હતા અને એમનો મ્હારા પર હોશીયાર વિદ્યાર્થી તરીકે ખૂબ ચાહ હતો. એમની સાથે વાત નીકળતાં મેં પણ આ જગ્યા માટે અરજી કરી હતી તે તેમણે જાણ્યું. અરજીની ફાઇલ મંગાવીને તપાસ કરતાં મારી અરજી જ મળી નહિ અને તે અને હું બન્ને આશ્ચર્યમાં ડૂબી ગયા. ચમનલાલ આવ્યા, તેમની સાથે વાત કરતાં જ તેમના મોઢા પર શરમના શેરડા પડી ગયા. પણ તરત જ એમણે પોતાની હિમ્મત એકઠી કરી લીધી. અને હસતાં હસતાં મને કહેવા લાગ્યા: 'એ તો એમ જ ચાલે, યાર. તારે નોકરીના કયાં તોટા છે ? મને મારા ભાઇએ આ જગ્યા માટે અરજી કરવાનું કહ્યું એટલે મેં અરજી કરી. તારી અરજી ટપાલમાં નાખવી જ બે ત્રણ દિવસ રહી ગઇ. અને પછી તો મોડું થયું એટલે ટપાલમાં નાખવાનો કંઇ અર્થ જ નહોતો. સારૂં થયું; પણ તારે તો સર નારાયણદાસ જેવાની ઓથ છે ને ? તારે શો વાંધો છે ? ચાલ ચ્હા પીવા જઇશું કે ?'

મને તો આ વાત સાંભળીને ખૂબ આઘાત લાગ્યો. ચમનલાલે અરજી કરી છે એ વાત પણ એણે મને ન કરી ! એણે મને અગાઉથી એ વાત કરી હોત તો હું મારી અરજી પણ કરત નહિ. મારો આટલો યે વિશ્વાસ તે ન રાખી શક્યો ! અને ઊલટું, મારો આ રીતે વિશ્વાસઘાત કર્યો! મને તો મારા પગ નીચેની ધરતી ચક્કર ચક્કર ફરતી દેખાઇ. પરીક્ષામાં કલાસ ગયો. મિત્રના વિશ્વાસે રહીને નોકરી ખોઇ. સર નારાયણદાસ પણ સગપણ માટે પોતાનો કોલ નહિ પાળે તો? જમનાદાસભાઇને મેં બધી વાત કહી. જમનાદાસભાઇએ ગંભીર થઇને મને કહ્યું 'કંઇ નહિ; આ કળિયુગમાં જે ન થાય તે ખરૂં. પણ તમારે આટલા બધા નિરાશ થવાની જરૂર નથી. વિલાયતનું તો જતે દહાડે થઈ રહેશે પણ તમે હમણાં કંઇ ઉદ્યમ ન કરો ? જુવો, આપણા વઢવાણમાં મારા અનેક ઓળખીતા છે ત્યાં તમે ખાનગી પ્રેકટીસ શરૂ કરો તો ? હાલ ખર્ચ જેટલી હું સગવડ કરી આપીશ. જમનાદાસભાઇનો વિચાર મને ગમ્યો. હું વઢવાણ ગયો ને ત્યાં મેં દવાખાનું ઉઘાડયું. હું નવો ડૉકટર એટલે ગામમાં મારા વિષે અનેક ગપાટા ઊડે. મારો કમ્પાઉન્ડર મને રોજ એ ગપાટા કહી સંભળાવે. કોઇ કહે કે નવો ડૉકટર છે પણ છેલ્લામાં છેલ્લા પ્રયોગો એને આવડે છે. તો કોઇ કહે કે એ તો સાવ વેદીયો છે. ત્યાં તો એક નવો બનાવ બન્યો. કોઇ વાણીયાનો છોકરો મેડીએથી પડી જતાં તેનું માથું ફુટી ગયું ને તે તત્કાળ મરણ પામ્યો. ગામના એક ડૉકટર તેને જોઇ ગયા. તેમણે કહ્યું કે મરી ગયો છે. સગાંવહાલાં, માબાપ બધાં ભેગાં થઇને છાતીફાટ રડવા લાગ્યાં. ત્યાં તો એક ખાદીધારી સમાજસેવક આવી પહોંચ્યો. એ ભાઇ એ ગામના છાપાના ખબરપત્રી હોઇ મફત મળતાં બધાં છાપાં અથથી ઇતિ સુધી વાંચવાની ટેવ ધરાવતા હતા. આ છાપાં-જ્ઞાન-ડાહ્યો સમાજસેવક બોલી ઊઠયો કે કોઈક

દેશમાં મરી ગયેલાનાં હૃદય ચાલુ કરવાનું મેં વાંચ્યું છે તો આ નવો ડૉક્ટર જરૂર જાણતો હોવો જોઇએ માટે એને બોલાવો; અને મને બોલાવવામાં આવ્યો. હોંશભર્યો હું મારી પહેલી વીઝીટમાં ગયો. મડદાને મેં તપાસ્યું ને કહ્યું કે ખોપરી તૂટી જવાથી આનું મરણ થયું છે. સમાજસેવકે કહ્યું, 'તે તો અમને બધાંને ખબર છે. પણ નકામો વખત ગાળવાને બદલે, નવી પદ્ધતિથી આમાં પુનર્જીવન લાવવાનો પ્રયત્ન કરો.' હું તો કંઇ સહમજી જ ન શક્યો. સમાજસેવકે મારી હાંસી શરૂ કરી, મરેલાંને જીવતાં કરતાં નથી આવડતાં તો ધંધો શાનો માંડી બેઠા છો ? છેલ્લામાં છેલ્લી રીત આવડતી હોય તો લો, આ રહ્યો કેસ, કરો એને જીવતો, નહિ તો પછા તમારા પાટીયાં ઉપાડીને ચાલ્યા જાઓ. ગરીબ હિંદુસ્થાનના પૈસા તમારા જેવા લેભાગુઓને આપી દેવા માટે નથી.' હિંદુસ્થાનના એક ખૂણામાં રહેલાં આ સમાજસેવકને હૈયે હિંદુસ્થાન આખાનું આટલું બધું હિત વસેલું જોઇને મને નવાઇ લાગી, પણ છેલ્લામાં છેલ્લા પ્રયોગો જાણતા હોવાનો મારો દાવો ન હતો, એટલે હું ચાલતો થયો. સમાજસેવકે તો મુંબઇથી સર્જનને બોલાવીને છોકરાને જીવતો કરાવવાની પ્રવૃત્તિ ઉપાડી. પણ છોકરાનાં સગાંસંબંધીઓમાંથી કોઇક કોઇક તો ડાહ્યાં હતાં. એટલે એમણે સમાજસેવકની સૂચના સ્વીકારવાને બદલે છોકરાની સ્મશાનક્રિયા કરી નાખી. તેમ છતાં સમાજસેવકને તો પોતાની માન્યતામાં અખૂટ શ્રદ્ધા હોવાથી અને હું મરેલા છોકરાને જીવતો કરી ન શકયો હોવાથી, તેનો તો શત્રુ જ બની ગયેલો. તેણે તો મારી વિરૂદ્ધ સ્થળે સ્થળે વાતો કરીને, પોતાની સમાજસેવા માટે નવું ક્ષેત્ર ખોલી લીધું.

ત્યાં વળી એક બીજો પ્રસંગ બન્યો. એક સાંજે મારે દવાખાને એક મોટર આવીને ઊભી રહી. મોટરમાંથી નગરશેઠ, કાર-

ભારીના ભાઈ અને રૂનો એક મોટો વેપારી ઉતર્યા. હું હરખાયો. કારભારીના ભાઇ બોલ્યા, 'ડૉક્ટર સાહેબ, આજ તમારે માટે બરાબર કામ લાવ્યા છીએ. ડૉક્ટરી ધંધો જ પરમાર્થનો. અમારા પટાવાળાનો ભાઇ આજે ત્રણ ચાર દિવસ થયાં માંદો પડયો છે. ગરીબ માણસ દવાદારૂ ક્યાંથી કરે ? કોઇને વાત પણ ન કરે. આ તો અમારો પટાવાળો કામ પર ન આવ્યો ત્યારે જાણ્યું કે તેનો ભાઈ માંદો છે. મેં કહ્યું કે ચાલો, ગરીબ માણસનુ કામ કરી આપીએ. નગરશેઠની મોટર મંગાવી અહીં આવ્યા; તો ડૉક્ટર સાહેબ, આ પરોપકારનું કામ જરૂર કરી આપશો. એ બીચારો ફી આપી નહિ શકે, તો કાંઇ ચાર્જ કરશો નહિં. આપના પરમાર્થી સ્વભાવની ખૂબ વાતો ભાઇ જમનાદાસે મને કરેલ એટલે મેં ધાર્યું કે ડૉક્ટર સાહેબને કહેશું એટલે બધું થઇ જશે. આટલામાં નજદીકમાં જ રહે છે. અમારો પટાવાળો તેડવા આવશે તો આપ તેની સાથે જરૂર જશો. અને જલદી તે ગરીબ માણસને સાજો કરી દેશો. ખરેખરૂં પુણ્ય થશે.' એમ કહીને સહુ મોટરમાં પાછા બેસી ગયા. પટાવાળો તેડવા આવ્યો તેની સાથે જઇ, તેના ભાઇને તપાસી, દવા આપી, હું પાછો આવ્યો. આઠ દિવસ સુધી રોજરોજ મારે એમ કરવું પડયું. કારભારીના પટાવાળાનો ભાઇ સાજો થયો. પણ ત્યાર પછી ન કારભારી સાહેબના ભાઇ દેખાયા; કે ન કોઇ બીજું ફરક્યું. વીઝીટ મફત, દવાના પૈસા તો શું પણ બાટલી પણ ડૉક્ટરની અને પરમાર્થ મોટા લોકોનો. આ તે જગતનો કેવો ન્યાય ? ત્રણે લક્ષાધિપતિ મોટરમાં આવી હું ગુજરાન પૂરતું યે ન કમાઊં તેને ગાંઠનાં ગોપીચંદન કરી પરમાર્થ કરવા પગેપાળો મોકલે અને પોતે મોટા મોટા ફડાકા મારી, જશનાં ગાંઠડા બાંધી, મોટરમાં મોટા ભા થઇ ફરતા ફરે! પણ હશે, જેવી પ્રભુની મરજી. ચારેક દિવસ પછી નગરશેઠ દવાખાને આવ્યા

અને હસીને મને કહેવા લાગ્યા, 'ડૉકટર સાહેબ, આજે મારી તબીતત તો તપાસો.' પહેલેથી માંડી પોતાની વિગતવાર હકીકત લગભગ એક કલાક સુધી કહી; પછી બીજી તપાસ કરવા તેમણે કહ્યું. લગભગ દોઢેક કલાકે તપાસ પુરી થયા પછી મેં દવા લખીને કમ્પાઉન્ડરને બનાવવાનું કહ્યું ત્યારે શેઠ કહે, 'પ્રીસ્ક્રીપ્શન મને જ આપો. જુવો, ડૉકટર, હાલ મારે અંગ્રેજી દવા લેવી નથી. દેશી વૈદ્યની દવા ચાલે છે.' હસીને તેમણે આગળ ચલાવ્યું. 'વળી તમે રહ્યા હજી નવા નિશાળીયા. સો દર્દી મારો નહિ ત્યાં સુધી ડૉકટર બનો નહિ. એટલે આપણે તેમાં ભોગ નથી બનવું. આ તો તમને અનુભવની જરૂર અને મારો કેસ એટલો વિચિત્ર; એટલે તમને પણ કંઇક જ્ઞાન મળે એવા શુદ્ધ પરોપકારી ભાવથી અહીં આવ્યો. હું તમારી તપાસની પદ્ધતિથી બહુ રાજી થયો છું. વળી મળશું કોઇક દિવસ. ચાલો, સાહેબજી.' ઉત્તરોત્તર શરૂઆતના અનુભવના પાઠોથી મારા તો હોંશ ઉતરી ગયા. ત્રણચાર મહીનામાં થોડા રૂપીઆ જમનાદાસભાઇ પાસેથી મંગાવવા પડયા. ખર્ચ પણ ઉપડે નહિ ત્યાં માથે આવા અનુભવ. ત્યાં નસીબ જોગે કારભારીના ભાઇને ઝીણો તાવ મહીનાક દિવસ થયાં આવતો. બીજી દવાથી તાગ ન લાગતાં ને નગરશેઠે મારી તપાસ કરવાની હોશીયારીનાં વખાણ કરેલ તેથી મારી દવા કરવાનો તેણે વિચાર કર્યો. કારભારી સાહેબના ભાઇ એટલે બધું કામ વાતોના વાળુના હિસાબેથી જ લેવાને ટેવાયેલા. દવાખાને આવ્યાઃ મને કહ્યું 'જુઓ ડાકટર સાહેબ, હવે તમારા નસીબનું ચક્કર ફર્યું છે. આજ સુધી જે વિટંબણા તમારે ભોગવવી પડી છે તે બધી દૂર કરાવવા મેં ધાર્યું છે. મારા ભાઇના હાથે તમને ગામમાંથી મોટું માન અપાવવા મેં વિચાર્યું છે. તેમ જ સારી જેવી રકમ પર્સ તરીકે પણ આપવાનું મેં ધાર્યું

છે. તો તમારે ખુબ ખંત અને મહેનતથી કામ કરવું પડશે. વાત તો નજીવી છે. આ મને મહીના દિવસ થયા સાંજે સાડી નવાણું જેટલો તાવ આવી જાય છે; અને સ્હેજ ખાંસીનું ઠસકું છે. ખાસ મંદવાડ તો કાંઈ નથી, પણ મને થયું જેની તેની દવા કરવા કરતાં આ પરમાર્થી ડાક્ટરની દવા લેવી અને તેમાં જશ મળ્યે તેમને એકદમ આગળ વધારી દેવા. ફી બીના પૈસા સામું જોશો નહિ. હું તો તમને એકદમ ન્યાલ કરી દેવા ઇચ્છું છું.' હું હોંશમાં આવી ગયો, ખૂબ મહેનત લઇ મેં તેમને એક મહીના સુધી દવા કરી. તે સાજા થયા; અને બે મહીના હવાફેર પણ કરી આવ્યા. ત્યાર પછી એકાદ વખત તે મને મળ્યા. પૈસા, માન, સભા વિશે કંઇ પણ વાત તેમણે ઉપાડી જ નહિ અન્તે મારો ધંધો ખોટમાં ચાલતો હોવાથી મેં જ વાત ઉપાડી. પણ કારભારીના ભાઇએ મને ઉતાવળા ન થવાની સલાહ આપી. 'બધું થઈ રહેશે; ઘીને ધાડવે ઘી જ પડશે. તમારો ગુણ ભૂલાય તેમ નથી. પણ કારભારી સાહેબને કહેવાનું રહ્યું એટલે એ તો એમની અનુકુળતાએ જ થાયને?' વળી એકાદ મહીનો મેં રાહ જોઇ. પૈસાની મારી મૂંઝવણ વધતી ચાલી. જમનાદાસભાઈ પાસેથી ક્યાં સુધી પૈસા મંગાવ્યે રાખવા? એટલે મેં ફરીથી કારભારીના ભાઇને કહ્યું 'વધારે પડતું કરવાનું ને આપવાનું અનુકૂળતાએ કરજો, પણ અત્યારે મારા બીલ જેટલા રૂપીઆ આપો તો મારી ખર્ચની મુશ્કેલી દુર થાય.' કારભારીના ભાઇ ખીજાયા હોય તેમ લાગ્યું. 'જોઇશું' એમ ટુંકેથી એમણે પતાવ્યું. થોડા દિવસ ગયા. ત્યાં તો મારો કમ્પાઉન્ડર ખબર લાવ્યો કે કારભારીના ભાઇ મારા પર ખુબ ખીજાયા છે ને મારી ખો ભૂલાવવાનો કોઈ ઉપાય શોધી રહ્યા છે. મને જરા ચિન્તા તો થઇ. પણ બીજી જ પળે મેં વિચાર કર્યો. કારભારીના ભાઈ પાસે મારૂં બીલ માગવા સિવાય

મેં એમને ખીજ ચડે એવું શું કર્યું છે? મેં તો ઊલટો તેમના પર ઉપકાર કર્યો છે. મારી પ્રમાણિક મહેનત માટે ન છુટકે હું પૈસા માગું છું તેમાં મેં ગુન્હો શો કર્યો? ઇશ્વર તો અન્તે બધું જોવાવાળો છે જ ને? આમ મન મનાવીને હું બેઠો હતો ત્યાં ફરીથી કારભારીના ભાઇ આવ્યા. તાવ માટે મારી પાસેથી દવા માગી. મેં આપી. વળતે દિવસે પાછા એ દવાખાને આવ્યા અને સાંઝ ટાણું એટલે રસ્તા પર માણુસોની ખૂબ ભીડ હતી તેનો લાભ લઇને મને ઉધડો લેવા લાગ્યા. 'આ દવામાં શું બાળ્યું છે ડોકટર? વૈદું કોઇ દિ' કર્યું છે કે ગામને આમ મારી નાખવા નીકળ્યા છો? આમ તે કોયદાન અપાય? આટલી ગરમ દવા? મારા તો હરસ ઊભળી આવ્યા. દવા આપતાં ન આવડતી હોય તો વીંટી મૂકો તમારી દુકાન. મારા ભાઇને ખબર પડશે તો થઇ જશો હાલહવાલ. જો મોટા ડાકટર થઇ આવ્યા છે તે!' ગામના માણસો ભેગા થઇ ગયા. 'હશે ભાઈ, નવોસવો છે એટલે દવામાં ફેરફાર થઇ ગયો હશે.' કહીને કેટલાક માણુસોએ કારભારીના ભાઇને વિદાય કર્યો. પણ મારી આંખે તો અંધારા આવવા લાગ્યાં. આ તે જગતનો ક્યાંનો ન્યાય? પરોપકાર કરવા જઇએ ત્યાં યે આવાને આવા જ અનુભવ! હું તો તેજ રાતે મુંબઇ ગયો. જમનાદાસભાઇને બધી વાત કહી અને અન્તે વઢવાણનું મારૂં દવાખાનું ઉપાડી લીધું. વઢવાણમાં છ મહીના પ્રેકટીસ કરેલી તેમાં પંદરસો રૂપીઆનું કરજ થઈ ગયું હતું એટલે મુંબઇ આવતાં જ કંઇ કામ શરૂ કરવાની હિમ્મત ચાલી નહિ. કયાંક નોકરી શોધવાનો વિચાર કરતો હતો ત્યાં અકસ્માત ખબર મળ્યા કે મારા મિત્ર ચીમનલાલનાં પત્ની ગુજરી જતાં, સર નારાયણુદાસની પુત્રી સાથે તેમનાં લગ્ન થવાનાં છે. આ ખબર સાંભળીને મારા જેટલો જ આઘાત જમનાદાસભાઇને પણ થયો. જમનાદાસભાઇ સરની

પાસે ગયા પણ સર સાહેબ તો પાકા વ્યવહારૂ બની ગયેલા. તેમણે વચન આપેલું એ તેમને યાદ જ નહોતું રહ્યું. અને યાદ રહ્યું હોય તો પણ તે વચન પ્રમાણે તેમની પુત્રીનું લગ્ન મારી સાથે કરવાની તેમની ઇચ્છા નહોતી, કારણ કે એ વચન માટે પ્રમાણ કે પૂરાવો કંઇ પણ હતો જ નહિ. 'છોકરો બહુ દુઃખી હોય તો બસો પાંચસો રૂપીઆ મદદ તરીકે લઈ જજો; પણ તેની સાથે લગ્ન કરવાની વાત ઉચ્ચારશો નહિ.' કહીને સર નારાયણદાસે જમનાદાસભાઇને વિદાય કર્યા.

આ પ્રસંગ બનતાં મારો તો સંસાર તરફનો રસ બધો યે ઉડી ગયો. જે સંસારમાં જન્મથી જ અન્યાયો મળવાનું શરૂ થઈ ગયું હોય તે સંસારમાં જીવીને શો સાર કાઢવાનો હતો? આપઘાત કરીને એ વિચાર શિથિલ થઇ જતો. માત્ર એક જ કારણથી મારા દુઃખી જીવનનો અંત લાવવનો મેં વિચાર કર્યો. જમનાદાસભાઇનું મારી પાસે રૂપીઆ પંદરસોનું લેણું હતું. તે ભર્યા વિના મારાથી મરી કેમ શકાય? જમનાદાસભાઇ તો તે પૈસાની કદી પણ ઉઘરાણી કરતા ન હતા, એટલું જ નહિ પણ પોતે તે પૈસા પાછા લેવાને આપ્યા જ નથી એમ મને વારંવાર કહેતા હતા. પણ મારો જીવ એ રીતે એમના પૈસા ડૂબાવતાં ચાલતો ન હતો. આઠ દિવસ મેં ફાંફાં માર્યા, અન્તે એક પણ માર્ગ ન સૂઝતાં, એક રાત્રે મેં દરીયામાં ઝંપલાવ્યું.

દરીયામાં ઝંપલાવ્યું તો પણ મારૂં નસીબ તો એક ડગલું આગળ ને આગળ જ હતું. એક મીશનરીએ મને બચાવ્યો. મીશન હોસ્પીટલમાં એ મને લઇ ગયા. મારી હકીકત સાંભળીને તેણે અને તેના ભાઇએ મને પરદેશ મોકલવાનો વિચાર કર્યો. મોટો ખર્ચ કરી અમેરીકા કે યુરોપમાં ડાકટરી અભ્યાસ માટે મોકલાય

તો વાતાવરણ પણ બદલાય. વખતનો સદુપયોગ થાય અને મારી જીવનશક્તિ પાછી આવે. પણ તે માટે મીશને મોટું ખર્ચ કરવું પડે, અને આટલું ખર્ચ કરવું હોય તો મારે ક્રિશ્ચિયન થવું પડે. હું ક્રિશ્ચિયન ન થાઉં તો આમાંનું કંઇ પણ બની શકે તેમ નહોતું. અહીંનું મારૂં જીવન તો મૃતસમ બની જ ગયેલું. સમાજ મને સંઘરી શકે તેમ નહોતું. તો આ ધર્માન્તર પાપ હોય તો પણ એટલું પાપ કરવું ને એ પાપનાં પ્રાયશ્ચિત રૂપે મન, વચન અને કર્મથી કેવળ પરમાર્થ ભાવે જીવન ગાળવું એવો નિશ્ચય કરીને મેં ક્રિશ્ચિયાનિટી સ્વીકારી.

હું અમેરીકા ગયો. ત્યાં ચાર વર્ષ રહ્યો. સર્જરીની ખાસ ડીગ્રી માન સહિત પસાર કરીને હું મીશન હોસ્પીટલમાં સર્જન તરીકે આવ્યો. અમેરીકામાં મને ઇનામો વગેરે મળેલ તેમાંથી પંદરસો રૂપીયા મેં બચાવેલ તે જમનાદાસભાઇને આપીને હું ઋણમુક્ત થયો અને મેં મારા સેવાકાર્યની, આપની સાથે આ ક્ષેત્રમાં શરૂઆત કરી. ગામડેગામડે, ઘેર ઘેર જઇને હું દર્દીઓને રાહત આપવાના પ્રયત્નો કરવા લાગ્યો. ત્યાં થોડા જ દિવસમાં આ બનાવ બની ગયો. એક ગરીબ ખેડુતના છોકરાને કંઇક કરડી ગયેલું. કરડ પર પાક થયેલો અને આખો પગ સૂઝી ગયેલો. છોકરો બાપડો મરણની અણી પર હતો. એના માબાપને સમજાવીને હું તેને હોસ્પીટલમાં લાવ્યો. ઓપરેશન કરવાનો બીજા સર્જનનો વારો હતો પણ હાજર ન હોવાથી, દયા ખાતર થાકેલાપાકેલા મેં તેનું તાત્કાળિક ઓપરેશન કર્યું. ઓપરેશન કરતાં મને સોય વાગી પણ મારા ઉત્સાહમાં ને કામ કરવાની હોંશમાં મેં એની દરકાર ન કરી. ઓપરેશન, દવા, ઇન્જેક્શન વગેરેથી છોકરાનું મોતનું જોખમ તો ગયું પણ ત્રીજે દિવસે સવારે મને સખ્ત ટાઢ વાઇને તાવ ચડયો.

સોઈ વાગી હતી તે જગ્યાએ ચસકા નીકળવા લાગ્યા. આપે અને બીજા ડોકટરોએ મારી તપાસ કરી મારૂં લોહી તપાસ્યું. અને તેમાં આપને Septicaemiaનાં ચિન્હો ચોકખાં દેખાયાં. આજે ચાર ચાર દિવસ થયાં આપ આટલી સારવાર કરો છો, પણ દર્દ કાબૂમાં નથી આવતું. એટલે જ મને લાગે છે કે મારો ઇશ્વર જ મને અન્યાય કરવા બેઠો છે. મારૂં મન નિરાશ થઇ ગયું છે. એટલે તો હું આપને વધારે તકલીફ ન લેવાનો આગ્રહ કરી રહ્યો છું. મને પુનર્જીવન આપવા માટે આપે આટઆટલું કર્યું છે તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? એક આપે અને બીજા જમનાદાસભાઇએ પોતના ઋણ નીચે મને દબાવ્યો છે. જમનાદાસભાઈનું પૈસાનું ઋણ તો મેં ચૂકવી દીધું છે. પણ એને આપનો તાર મળી ગયો હોય ને હું મારી આંખો મીચું તે પહેલાં એ જો અહીં આવી જાય તો મને નિરાંત થાય. '

મનહરલાલનો અવાજ ધીમો પડી ગયો. રેવરન્ડ માર્ટિનનું હૃદય પણ મનહરલાલની આ કથા સાંભળીને પીગળી ગયું. ત્યાં તો જમનાદાસભાઇ આવી પહોંચ્યા: ને મનહરલાલને જાણે નવું ચૈતન્ય મળ્યું હોય તેમ તે પથારીમાં બેઠો થઇ ગયો ને બોલવા લાગ્યો: 'આવી પહોંચ્યા જમનાદાસભાઈ ? આવો આવો, તમે ન આવ્યા હોત તો હું અવગતે જાત. હંમેશાં અન્યાયનો ભોગ બનતો આવ્યો છું તેમ છતાં પ્રભુએ મારા પર થોડીઘણી રહેમ તો રાખી જ છે. હું પ્રભુના દોષ નથી જોતો, માણસોના ય દોષ નથી જોતો. હું તો દોષ જોઉં છું મારા ગ્રહયોગના જ. મારો ગ્રહયોગ એવો તેમાં કોઇ શું કરે ? છતાં, જમનાદાસભાઈ, મારા જીવનની અંતિમ પળે મારા બે સ્નેહભર્યા સ્વજનોની દષ્ટિ સમક્ષ હું મારી જીવનલીલા પૂરી કરૂં છું એ ઓછા આત્મસંતોષની વાત છે ? પ્રભુ તમારૂં કલ્યાણ કરો.'

આટલું બોલી મનહરલાલ પથારીમાં ઢળી પડયો, આંખો તારવી ગયો અને બે ડચકાં સાથે આ સંસારની પેલે પાર કોઈ નવી સૃષ્ટિમાં ચાલ્યો ગયો.

